# શ્રીગોકુલેશ પાઠશાળા

## શ્રીકમલા એકાદશી વ્રત

વર્ષ ૪ અંક ૧ વૈશાખ (અધિક) સુદ ૧૧, ૨૦૬૬



**અનુક્રમણિકા**



**राग बिहाग :-**

प्रकट व्है मारग रीत दिखाई; परमानंद स्वरूप कृपानिधि श्रीवल्लभ सुखदाई.१

कर सिंगार गिरिधरनलालकौ जब कर वेणु गहाई; ले दर्पण सन्मुख ठाड़े व्है निरख निरख मुसकाई. २

विविध भांत सामग्री हरिको करि मनुहार लिवाई; जल अचवाय सुगंध सहित मुख बीरी पान खवाई. ३

कर आरती अनोसर पट दे बैठे निजगृह आई; भोजन कर विश्राम छिनक ले निजमंड़ली बुलाई. ४

करत कृपा निज दैवीजीवन पर श्रीमुखवचन सुनाई; वेणु गीत पुन युगलगीतकी रसवरखा वरखाई. ५

सेवा रीति प्रीति व्रजजनकी जनहित जग प्रगटाई; दास शरण हरि वागधीशकी चरणरेणुनिधि पाई. ६





।। श्रीगोकुलेशो जयति।।

या अङ्कके साथ **श्रीगोकुलेश पाठशाला,** तीन वर्ष पूर्ण करके चतुर्थ वर्षमें प्रवेश कर रही है, जो अति आनन्दकौ विषय है। तीन-एक वर्ष पूर्व जब हमारी आपसमें बात होती हती कि अपने घरके सेवक-वैष्णव नियमित रूपसू श्रीमहाप्रभुकी वाणीकौ पान कर सकै, ऐसौ कुछ समायोजन करनौ चहिये तब अपने धरके आचार्य गृहरूप मन्दिरनमें चलती अनेक पाठशालानकौ स्मरण चित्तमें स्फुरित भयौ। परन्तु एक भीति हती – अनियमितता!!!

या घरकी अनेक जवाबदारीनके मध्य नियमितताकी ये बात कुछ अटपटीसी लग रही हती, तथापि यदा-कदा मिलते भये भगवत्स्मरणकरनौ ज्यादा सन्तोषजनक लग्यौ बनस्पत कि अनियमितताके भयवशात् अपने घरके सेवक-वैष्णवनकू सर्वथा जय जय श्रीगोकुलेश न कर पानौ!

या सबके मध्य **सर्वदा सेव्य दादाजी श्रीगोकुलेशप्रभु**के चरणरजकौ कृपाबल ही एकमात्र सम्बल हतौ, और रह्यो है जासू पाठशालाकी नियमितता पिछले तीन वर्षसू बन पायी है। इन्हीके कृपाबलसू ये कार्य नियमित रूपसू या घरके सभी सेवक-वैष्णवन तक पहोंच्यौ है और आगेभी पहोंचतौ रहेगौ – एसी समस्त शुभकामनाएँ तथा शुभाशीर्वाद सह:

पाठशालाकौ समायोजन कर्ता चि.गोपालकू शुभाशीर्वाद

**चतुर्थपीठाधीश्वर गोस्वामी श्रीदेवकीनन्दनाचार्यात्मज गोस्वामी विठ्ठलराय**

સર્વ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજ,
જૈ જૈ શ્રીગોકુલેશ,

શ્રીગોકુલેશ પાઠશાળા આપ સર્વે શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને **દૈવોદ્ધારપ્રયત્નાત્મા પુષ્ટિભક્તિમાર્ગાબ્જમાર્તંડ મહાપ્રભુ શ્રીમદ્‌વલ્લભાચાર્યચરણના પ્રાગટ્યોત્સવ** (સં.૧૫૩૫)ની અનેકાનેક વધાઇ પાઠવે છે. આ સાથેજ શ્રીવલ્લભાબ્દ ૫૩૩નો પ્રારંભ થાય છે. અને આ સાથેજ જણાવતાં આનંદ થાય છે કે શ્રીગોકુલેશ પાઠશાળાને ત્રણ (૩) વર્ષ પૂર્ણ થઈ ચોથા (૪) વર્ષમાં પ્રવેશ કરે છે. શ્રીગોકુલેશ પ્રભુચરણની પરમ કૃપાથી આપણે સૌ નિરંતર શ્રીગોકુલેશ પાઠશાળાનો અભ્યાસ કરીએ છીએ અને આજે શ્રીગોકુલેશ પાઠશાળાના અંકને ત્રણ વર્ષને પૂર્ણ કર્યો છે. તેની આપણે સૌ શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સમાજને પણ વધાઇ.

શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ અનેક પ્રસંગોએ અનેક વિષયો પર વચનામૃત કરતાં. એક વાર આપશ્રી મૂર્ખ રાજાની વાત કહી. એક દિવસે કહ્યું જે બે ભાઇ હતા. તે એક ઉપર વાઘે થાપ નાખી. તેણે વાઘના બેહુ હાથ સાહ્યા અને બીજા ભાઇને કહે જે તું કોહાડીયે વાઘના પગ કાપ! તેણે ન કપાય, હાથ ધ્રુજે, ન મરાય, તે પછી પેલો ઠેલતો ઠેલતો પાસે કૂવો હતો ત્યાં લઇ ગયો ત્યારે કૂવામાં નાખીને ગયો પણ પેલે ન મરાયો. એસો કાયર અપ્રયોજક. (રત્નકોષ)

*સમજ:- કથા સરિત્સાગરના તૃતીય તરંગમાં ધૂર્ત સાધુની વાર્તામાં બીકણ અને ધીર પુરુષની સમજ આપતો દોહરો છે કે :*

*બીકણ માણસને જૂવો, જરા ન ધીરજ હોય;*

*તેજ હોય જો તે કને, કહિએ ધીરજ સોય.*

*તેથી એક સુભાષિતમાં વીર એટલે તેજસ્વી પુરુષની સમજ આપતાં કહ્યું છે કે* **तेजो यस्य विराजते स बलवान्स्थूलेषु कः प्रत्ययः** *તેથી જેની પાસે તેજ હોય છે તે જ બળવાન ગણાય છે. સ્થૂલપણાનો શો વિશ્વાસ!*

એટલેજ એક વાર શ્રીગોકુલેશ પ્રભુચરણે શૌર્ય ઉપર વચનામૃત પ્રગટ કરતાં આજ્ઞા કરે છે : એકવાર કહ્યું જે ભગવાન દત્ત ટરે નાંહી, તે ઉપર સુરત્વની વાત કહી જે પુરાણ શુર હોયે તેહેને અન્યનો પ્રતિબોધ લાગે નહી. જો કો એક સુરત્વનો અધિષ્ટાતા છે તેણે આપ્યું હોય તો.

**પ્રશ્ન :- એક મનમાં પ્રશ્ન થાય છે, કૃપા કરી સમાધાન કરશો. ગતાંકમાં પૂછેલું કે શ્રીઠાકોરજીનું પ્રદર્શન ન કરવું...મારો પ્રશ્ન આજ વિષયપર આગળ આવે છે કે કદાચ કોઈ વૈષ્ણવને ત્યાં શ્રીઠાકોરજી ન બિરાજતા હોય અને તેને ભાવ હોય તો તેને અમારા ઘરમાં દર્શન કરાવાય કે ન કરાવાય? આપશ્રી કૃપા કરી સમાધાન કરશો....**

**ઉત્તર :-** પહેલાં મુંબઈમાં ચાલી પદ્ધતિનાં મકાનો હતાં. તે પદ્ધતિ હવે ઘસાતી ગઈ છે. મુંબઈમાં પરાંઓમાં હવે નવી ફ્લેટ પદ્ધતિ અસ્તિત્વમાં આવી છે. આ બન્ને પદ્ધતિનાં મકાનોમાં રહેવાનો તફાવત આપણે જાણીએ છીએ. ફ્લેટ પદ્ધતિમાં ડ્રોઈંગરૂપ, કીચન, બેડરૂપ, બાથરૂમ નોખા નોખા હોય. ચાલી પદ્ધતિમાં આ બધું એક જ રૂમમાં હોય. તેથી ચાલીમાં રહેતા બધા માણસો પોતાની આજુબાજુનાં રૂમોમાં રહેતનાર બધા માણસોની વ્યક્તિગત બાબતોમાં રસ લેતા હોય – માથું મારતા હોય. પણ ફલેટ પદ્ધતિમાં બારણા બંધ રાખવામાં આવે છે. બારણું ખુલ્લું હોય ખુલ્લું હોય તો પણ માણસ ડ્રોઈંગ રૂપ સુધી જ આવે. તેને આપણે આપણા બેડરૂમમાં ન લઈ જઈએ. આજે એવી પડદા પદ્ધતિ પણ નથી કે આપણી પત્નીને આપણે પડદામાં રાખીએ. પણ મૂળ વાત સહજ રીતે વિવેક જાળવવાની છે. ઘરમાં કયાં સુધી અન્ય વ્યક્તિ આવી શકે તેનો આધાર તેની સાથેના આપણા અંગત સંબંધ પર છે.

કોને દર્શન કરાવવાં અને કોને દર્શન ન કરાવવાં તે હું તમને ન સમજાવી શકું, તે તમારા અંગત સંબંધની વાત છે. કેવળ તમારા પરિવાર સાથેના પ્રશ્નનો સંબંધ નથી, ભાવના સંબંધનો પ્રશ્ન છે. કોની સાથે તમને ભાવનો સુમેળ છે તે તમારે જ નક્કી કરવું પડશે. તમારા અને તે વ્યક્તિના ભાવસંબંધને લઈને જો તે તમારા ઘરમાં રસોઈ સુધી આવી શકે, તમારા શ્રીઠાકોરજીનાં દર્શન કરી લે તો તે ઘટના તમારા અને તેના સ્નેહસંબંધને લઈને ઘટી રહી છે. તેને તમે આમંત્રણ નથી આપતા કે તમે અમારા શ્રીઠાકોરજીનં દર્શન કરવા આવો.

મેં કોઈને ભોજન માટે આમંત્રણ ન આપ્યું હોય, પણ હું જમતો હોઉં અને મારો કોઈ અંગત સ્નેહી તે જ વખતે મારે ત્યાં આવી ચઢે તો હું તેને પણ કહું કે તું પણ બેસી જાને ભોજન કરવા. તે સ્નેહી ત્યારે એમ ન કહે કે તમે મને આમંત્રણ કયાં મોકલાવ્યું હતું ? હું કેવી રીતે જમવા બેસું ? જો તે આમંત્રણ – પત્રિકાની અપેક્ષા રાખતો હોય તો તેણે





જમવાના સમયે આવવું જ ન જોઈએ. આ સહજ સ્નેહના સંબંધનો સહજ ભાવ છે. સેવામાં તે સરખી રીતે સમજી લેવો જરૂરી છે.

આપણો સગો ભાઈ હોય પણ પ્રભુ પ્રત્યેના ભાવમાં આપણે અને આપણા ભાઈ વચ્ચે તારતમ્ય હોય તો સગા ભાઈને પણ દર્શન ન કરાવાય. આપણી અને આપણી વ્યક્તિ વચ્ચે નાત–જાતનો કશો સંબંધ ન હોય તો ભાવનો સુમેળ છે અને તે આપણે ત્યાં આવી ગયો અને દર્શન કરી લીધાં તો ભલે કરી લીધાં.

અમારા એક ઓળખીતાનો પ્રસંગ છે. તેમનું મંદિર છે. તેમણે પહેલાં એવો નિયમ રાખેલો કે કોઈ તેમના શ્રીઠાકોરજીને ભેટ ન ધરી શકે. પછી તે તો દિલ્હી રહેવા ગયા. પાછળ મંદિરની વ્યવસ્થા તેમના અધિકારી કરે. તેમણે ભેટ લેવાની પ્રણાલી શરૂ કરી. ત્યાં કોઈ વૈષ્ણવ દર્શન કરવા જાય તે ત્યોછાવર કરે. ન્યોછવરની રકમમાં મંદિરના આખા સ્ટાફનો ભાગ પડે, પણ ભેટ આવે તે અમારે ત્યાં પહોંચાડે. હું જયારે ત્યાં જાઉં ત્યારે મને તેમની મોટી રકમ ભેટ તરીકે મળે. મને વિચાર થાય કે એવા કયા વૈષ્ણવો હશે જે મારી ગેરહાજરીમાં મને આટલી મોટી ભેટ ધરી જાય છે ? તપાસ કરતાં ખબર પડી કે ભેટની આ રકમ તેમના મંદિરમાંથી આવે છે.

મેં ત્યાં પુછાવ્યું કે તમારે ત્યાંથી અમારે ત્યાં આટલી બધી ભેટ કેમ આવે છે! ત્યારે જવાબ મળ્યો કે અમારે ત્યાં ભેટ લેવાની વડીલોની મનાઈ છે. તેથી અમે કહ્યું કે જે ભેટ આવે છે. તે ગુરુમહારાજને ત્યાં પહોંચાડી દો. મેં કહ્યું, તમારા વડીલોએ તમને શ્રી ઠાકોરજીની ભેટ લેવાની ના પાડી હતી તો તમારે લેવી જ નહોતી જોઈતી. તમે તમારા ઘરમાં કોઈનું ખૂન કરી, તેનો મૃતદેહ મારા ઘરમાં મૂકી જાવ તો હું બ્રાહ્મણ વ્યર્થમાં પકડાઈ જાઉં ને ? તમે મડદાને મારા ઘરમાં શા માટે ફેંકો છો ? તમે ભેટ લો તમારા ઘરમાં રાખો, તે મારા ઘરમાં ન મોકલાવો.

પછી તેમણે ભેટ લેવાનું જ બંધ કર્યુ તેમનાં એક ફોઈ મુંબઈમાં રહે. તે અધિકારીઓએ તે ફોઈની ભેટ લેવાની મંદિરમાં શરૂ કરી. તે ઓળખીતાએ મને પૂછયું ફોઈ મોકલાવે તો મારે ભેટ લેવી કે નહીં ? મેં કહ્યું તે તમારે વિચારવાનું છે કે તમારે અને ફોઈને કેવો સંબંધ છે ! ફોઈને તમારા પરિવારનાં સમજતાં હો તો આનંદથી લો, પરિવારનાં ન સમજતાં હો તો ન લેતા. ફોઈએ મને પૂછયું : આપના પિતાજી મને બહેન ગણતા તેથી હું તારી પણ ફોઈ થઈ કે નહીં ? મેં કહ્યું, તમે ફોઈ ખરાં. તેમણે મને પૂછયું તો આપે મારી ભેટ કેમ બંધ કરાવી ? મેં તમારી ભેટ બંધ નથી કરાવી મેં તો તેમને એટલું જ કહ્યું છે કે જે તમારા પરિવારનાં હોય તેમની ભેટ લેવાની બીજાની નહીં લેવાની. તમે તેમના પરિવારનાં સભ્ય છો તે નક્કી, પણ તે તેમને પૂછો તે હું કેવી રીતે કહું ?

આમાંથી મુદો એ સમજવાનો છે કે આપણો કોની સાથે કેવો સંબંધ છે ? તમારો જેની સાથે જેવો સંબંધ હોય, તેવી રીતે તેની સાથે શ્રીઠાકોરજીની બાબતમાં તમારે વર્તવું જોઈએ. તમારી સાથે જેને અભિન્ન ભાવ છે તે તમારી સાથે મળીને સેવા કરે તેમાં કશો વાંધો ન હોય.

: અમૃતનું આંચમન પુસ્તકમાંથી સાભાર :

ભાવત્ક :- દાસ ગોપાલ (જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા)





II શ્રીગોકુલેશો જયતિ II

## ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૬ વૈશાખ (અધિક) સુદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૬ વૈશાખ (અધિક) વદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

અપ્રૈલ ૨૫ ૨૦૧૦ થી મે ૯ ૨૦૧૦

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૨-વૈશાખ (અધિક) સુદ | રવિ | અપ્રૈલ-૨૫ | **શ્રીકમલા એકાદશી વ્રત।** |
| ૧૩ | સોમ | ૨૬ | |
| ૧૪ | મંગળ | ૨૭ | |
| ૧૫ | બુધ | ૨૮ | |
| ૧-વૈશાખ (અધિક) વદ | ગુરુ | ૨૯ | |
| ૨ | શુક્ર | ૩૦ | |
| ૩ | શનિ | મે-૧ | |
| ૪ | રવિ | ૨ | |
| ૫ | સોમ | ૩ | |
| ૬ | મંગળ | ૪ | |
| ૭ | બુધ | ૫ | |
| ૮ | ગુરુ | ૬ | |
| ૯ | શુક્ર | ૭ | |
| ૧૦ | શનિ | ૮ | |
| ૧૧ | રવિ | ૯ | |

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં. ટીપ્પણી તે પીઠનો આદેશ સમાન મુખપત્ર છે.*

**સ્વભાવથી જ ભગવાન પોતાના સેવકોનો સંસાર મટાડે છે, અને શરણે આવેલાઓ સેવક બરાબર છે.**

(શ્રીસુબોધિનીજી ૩-૨૫-૧૧)





*।। શ્રીગોકુલેશો જયતિ ।।*

# ગુરુ શિક્ષા

## ગોસ્વામી શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી

**પ્રકરણ ગ્રંથો** :-

શ્રીમહાપ્રભુજીનો એક બહુ પ્રસિદ્ધ ગ્રંથ છે નિબંધ. તેનુ આખું નામ છે **તત્વાર્થ દીપ નિબંધ**. તેનાં ત્રણ પ્રકરણ છે

(૧) શાસ્ત્રાર્થ પ્રકરણ

(૨) સર્વનિર્ણય પ્રકરણ

(૩) ભાગવતાર્થ પ્રકરણ

આ ત્રણેય જુદાં જુદાં જોઈએ તો સ્વતંત્ર ગ્રંથો પણ છે અને એકબીજા સાથે અનિવાર્ય રીતે જોડાયેલા પણ છે. પ્રાચીન કાળમાં પણ અન્ય પ્રકરણ ગ્રંથો હતા. (પ્રકરણ એટલે જે કાંઈક આપણને મુખ્ય બાબતનો પરિચય આપે.) જેમ ક્રિકેટ આખો દિવસ ચાલે અને રાત્રે તેની Highlight માં મુખ્ય પ્રસંગો બતાવવામાં આવે છે અને ૧૦ મીનીટમાં મુખ્ય બાબતનો આપણને પરિચય મળી જાય છે. આપણા પુષ્ટિમાર્ગમાં જ્યારે અન્ય પ્રકરણગ્રંથો રચાયા ન હતા ત્યારે આપણા માર્ગમાં આ ગ્રંથો થકી જ અભ્યાસની શરૂઆત થતી હતી, પણ આજે દુર્ભાગ્યથી બધું જ ખોવાઈ ગયું.

મારા જયપુરના ગુરૂ કહેતા કે જ્યારે પૂર આવે છે ત્યારે ખબર પડતી નથી કે શું તણાઈ ગયું અને શું રહી ગયું? એ ખબર તો પૂર શાંત થઈ ગયા બાદ જ પડે છે. અત્યારે તો આધુનિકતાના પૂરમાં પુષ્ટિમાર્ગનું બધું તણાઈ રહ્યું છે. મારા જેવા અત્યારે એનું મૂલ્યાંકન કરવામાં અસમર્થ છે કે આપણે શું ગુમાવ્યું છે અને શું પ્રાપ્ત કર્યુ છે ? એ તો શ્રીમહાપ્રભુજી જ જાણે છે કે અમારી ઝોળીમાં શું બચવાનું છે કે શું જતું રહેવાનું છે?

પણ એક વાત ચોક્કસ છે કે જેઓ આ પૂરમાં પણ એકાદ ઝાડની ડાળી પર કે ઉંચા મકાનની છત પર એટલે કે શ્રીમહાપ્રભુજીના સિદ્ધાંતભવનની ટોચ પર જો કોઈ વ્યક્તિ અટકી જશે કે લટકી જશે તો તેઓ જીવન રક્ષણ કરી શકશે. એટલે આ પ્રકરણગ્રંથો થયા નહોતા ત્યાં સુધી આ નિબંધની પરિપાટી હતી. સર્વનિર્ણય પ્રકરણમાં અનેક પ્રકરણ છે તેમાં ભક્તિ પ્રકરણ છે તેના વિશે આપણે સમજણ પ્રાપ્ત કરીશું. ભક્તિ પ્રકરણની ૪૫ કારિકાઓ છે. કારિકા એટલે શ્લોક. દાર્શનિક ગ્રંથો એટલે જે તત્વબોધ બતાવનારા તાત્વિક ગ્રંથો છે તેના શ્લોકને કારિકા કહેવાય છે.

મારા ગુરૂચરણ શ્રીશ્યામમનોહરજી બહુ સુંદર આજ્ઞા કરે છે કે મનોરથ કરવો (લડ્ડુ, મોહનથાળ વાળા નહિ) એ આપણો અધિકાર છે, ફળ આપવું (સમાધાન નહિ)-એટલે પૂર્ણ કરવું તે શ્રીમહાપ્રભુજીનો અધિકાર છે. તો આપણે શ્રીમહાપ્રભુજીના અધિકારની બાબતનો વિચાર શા માટે કરીએ ? આપણો અધિકાર મનોરથ કરવાનો છે તે આપણે કરીએ. તેનું પરિણામ શું આપવું તે શ્રીમહાપ્રભુજીનું કામ છે. ભક્તિ પ્રકરણની કેટલીક કારિકા સમજીએ તે પહેલાં તેની આગળની થોડીક બાબતોનો અભ્યાસ જરૂરી છે તે કરી લઈએ.

**'મનુષ્ય' શબ્દનો અર્થ :-**

'મનુષ્ય' શબ્દનો અર્થ આપણે જાણીએ છીએ. તેનો સંસ્કૃત અર્થ છે - **मत्वा कर्माणि सीव्यति** એટલે મનુષ્ય.

**मत्वा** - જાણીને / વિચારીને

**कर्माणि** - કોઈ પણ ચેષ્ટા-મન, વાણી કે કર્મથી

**सीव्यति** - તતું-દોરાથી થતું સતત સંધાન

મનુષ્ય કોઈ પણ ચેષ્ટાની નિરંતરતા ક્યારે જાળવે છે કે, જ્યારે એનો વિચાર કરી લે છે. શાકભાજીવાળો ફેરીયો આવે કે શાક માર્કેટમાં જઈએ ત્યારે આપણે વિચાર કરીને જ, જોઈને શાક લઈએ છે ને એટલે બે ત્રણ દિવસનું વાસી હોય તો નથી જ લેતા. મતલબ કે શાકભાજી પણ વિચારીને જ લેવાય છે. મનુષ્ય એવું અન્ય કોઈ પણ કામ શાકભાજી લેવાનું હોય, કપડા ધોવાનું હોય કે બીજું કોઈપણ કાર્ય-વગર વિચાર્યે કરતો નથી. તેથી તેનું નામ પડયુ '**मत्वा कर्माणि सीव्यति**' - તે મનુષ્ય.

એટલે કે મનુષ્ય કોઈપણ વસ્તુનો વિચાર કર્યા વગર, એટલે કે સમજ્યા વગર / જાણ્યા વગર એટલે કે પરખ કર્યા વગર એટલે કે ચકાસ્યા વગર એટલે કે પ્રમાણ જોયા વગર કોઈ પણ કાર્યમાં પ્રવૃત થતો નથી. અંગૂઠા છાપ વ્યક્તિ હશેને, તો તે કદાચ બને કે એવા કામ ને ભણેલા કરતાં કદાચ સારી રીતે કરીને આવે. એટલે કોઈપણ વ્યક્તિ જાણ્યા-સમજ્યા કે પ્રમાણ વગર કોઈ કાર્ય કરતી નથી. આપણી બોલચાલમાં આવા રૂઢિપ્રયોગ થયા છે અને બોલાય છે કે આ વાતમાં શું માલ છે ? આવું આપણે ઘણા બધા સામાન્ય રીતે બોલતા હોઈએ છીએ. એ માલ શબ્દ એ તિજોરીની ધન દોલત નથી પણ તેનાથી આપણે એવુ કહીએ છીએ કે પ્રમાણ શું છે-કે આ વાતની પ્રામાણિકતા શું છે ?

**ધર્મ અને પ્રમાણ :-**

ધર્મ અંધશ્રદ્ધાનું નામ નથી. જો કોઈ અંધશ્રદ્ધાને ધર્મ એવા અર્થને સર્મથન આપતા હોય તે તેઓ પોતાના ઘોર અજ્ઞાનનો પરિચય આપી રહ્યા છે. ધર્મ એ અંધશ્રદ્ધા નથી. જે કાંઈ પણ આપણે ત્યાં ધર્મ બતાવવામાં આવી રહ્યો છે કે ધર્મની વ્યવસ્થા બતાવવામાં આવી છે તે પણ સંપૂર્ણપણે પ્રમાણ ઉપર આધારિત છે. પ્રમાણ વગર એમાં કાંઈ કહેવામાં આવ્યું નથી અને તેથી જ તમને જ્યારે ને ત્યારે પ્રમાણ શબ્દ અનેકવાર સાંભળવા મળ્યો હશે. કથા, વાર્તા, પ્રવચન, વચનામૃત વગેરે જગ્યાએ પ્રમાણ શબ્દ નિયમિત વપરાતો જ હોય છે. એટલે ધર્મ પણ સંપૂર્ણપણે પ્રમાણપૂર્ણ છે એટલે બીજા શબ્દોમાં કહીએ તો પ્રામાણિક છે.

**ધર્મ :-**

ધર્મ શબ્દનો અર્થ સમજી લઈએ. ધર્મ બહુ જ વ્યાપક શબ્દ છે અને તેનો એકદમ વ્યાપક અર્થ છે. ધર્મ શબ્દના બે અર્થ છે '**धारयति इति धर्म**□' અને '**धरति इति धर्मः**'. **धारयति** એટલે ધારણ કરાવવું. તમારા નાના બાળકને તમે ટૂથબ્રશ કરતાં શીખવાડો છો કે નહિ ! એવી જ રીતે આપણે તેને કપડાં પહેરાવતાં પણ શીખવાડીએ છીએ. ધીરે ધીરે જ્યારે એ પોતાની રીતે પોતાનાં કાર્યો કરતાં થઈ જાય છે તે જોઈ આપણે પ્રસન્ન થઈ જઈએ છીએ. 'પપ્પા મેં આજે આમ કર્યું' તે સાંભળવા આપણો જીવ તરસતો હોય છે. એટલે કપડાં પહેરતાં, ન્હાતાં, ધોતાં-તમે જે શીખવાડો છો, તે તમે શું કરાવી





રહ્યા છો? તે તમે એને ધારણ કરાવી રહ્યા છો. એ આદતો, સારી વસ્તુઓ, સારા સંસ્કાર ધારણ કરાવી રહ્યા છો **धारयति**. આવી રીતે ધારણ કરાવવું એનું નામ ધર્મ.

બીજો અર્થ '**धरति इति धर्मः**' **धरति** - ધારણ કરવું એનું નામ પણ ધર્મ. બહુજ વ્યાપક અર્થમાં આ 'ધર્મ' શબ્દ છે. એક બીજી મુખ્ય બાબત છે કે જે ભારત વર્ષની સોનેરી બાબત છે-તે નોંધી લો. મહેરબાની કરીને શબ્દોનો દૂરપયોગ ન કરો કે ધર્મ, સંસ્કૃતિ, જીવનપદ્ધતિ અને લાઈફ સ્ટાઈલ આ ચારે ચાર સમાનાર્થી શબ્દો છે. ભારતવર્ષના ઋષિઓની દૃષ્ટિમાં પણ આ ચારેય સમાનાર્થી શબ્દો છે. ધર્મ કહો કે સંસ્કૃતિ કહો કે જીવન પદ્ધતિ કહો એ ત્રણેય પર્યાયવાચી શબ્દો છે સમાનાર્થી શબ્દો છે. બાળકને સારી ટેવો આપીએ તો આપણે તેને શું કહીએ છે?

સંસ્કાર આપીએ છીએ એમ કહીએ છે. સંસ્કાર અપાયેલ હોય તે જ સંસ્કૃત કહેવાય. સંસ્કૃત ભાષાને સંસ્કૃત એટલા માટે જ કહેવામાં આવે છે કે આખા જગતની જે ભાષાઓ છે તે તમામમાં આ એક ભાષાનો જ સંસ્કાર થયેલ છે. આ ભાષામાં એક દિવ્ય શોભાપણું રહેલું છે. તેથી તેના સિવાયની બીજી ભાષા સંસ્કૃત નથી કહેવાતી. જ્યારે કોઈ માણસનો વ્યવહાર તમને પસંદ પડતો નથી - રૂચિકર નથી લાગતો, ત્યારે તેના ગયા બાદ તમે કહો છો કે તે અસંસ્કારી છે. એટલે સંસ્કાર કહો કે ધર્મ કહો કે જીવન પદ્ધતિ કહો તે એક જ સમાનાર્થી શબ્દો છે. અલબત્ત એના વિશિષ્ટ ઉપયોગો છે એ વાત જુદી છે.

આ શરીરમાં જ્યારે પણ કંઈક રોગ થાય છે ત્યારે આપણે શું કરીએ છીએ? ત્યારે કહીએ છીએ કે એ તો શરીરના ધર્મ છે એટલે શરીર કોઈ વખતે કષ્ટમાં પણ હોય અને સુખમાં પણ હોય તો આપણે જ કહીએ છે તે તો દેહ ધર્મ છે. અરે એનાથી આગળ વધીને આપણા ન્હાવા ધોવાની જે ટેવ છે તેને પણ આપણે દેહ ધર્મ જ કહીએ છીએ. જે દૈહિક ચેષ્ટા કરીએ છીએ એનું નામ ધર્મ એટલે મહેરબાની કરીને ફક્ત ભગવત્ સંબંધી કે ભગવત નામ લેવાની સીમીત બાબતને જ ધર્મ ન ગણાવશો.

આના પરથી આપણે બધા જ ધાર્મિક છીએ. કોણ ધાર્મિક નથી એ શોધવું રહ્યું. એ વ્યક્તિ જે ઈશ્વરને માનતો નથી તે પણ ધાર્મિક તો છે જ. એ કોઈપણ પદ્ધતિ તો સ્વીકારતો જ હોય, તેથી તે પણ ધાર્મિક છે. આ જગતમાં કોઈ નાસ્તિક નથી. નાસ્તિક એ હોઈ શકે કે જે કોઈપણ વસ્તુના અસ્તિત્વને નકારી શકે અને હવે જો એ પોતાના અસ્તિત્વને નકારી શકતો હોય તો નાસ્તિક, પણ જ્યારે 'હું છું' આવે તેમાં આ 'છું' એ અસ્તિત્વનો સ્વીકાર છે. તમારા અસ્તિત્વને સ્વીકારો જ છો. અઢી ગજનું કલેજું જોઈએ.

જગતમાં કોઈપણ વ્યક્તિ એવો નથી કે જે નાસ્તિક હોય. નાસ્તિક થવા માટે બહુ જ મોટું બળ જોઈએ. કારણ તે સાબિત કરવું પડે એટલે ઈશ્વરને માનવું કે ન માનવું તે આસ્તિક - નાસ્તિક નથી. એટલે જ આપણાં ભારતીય સંદર્ભમાં નાસ્તિક એને જ કહેવાય છે કે જે આપણાં વેદશાસ્ત્રને નથી માનતો. જે પરમાત્માને માને છે કે નથી માનતો તેની સાથે આસ્તિક કે નાસ્તિક શબ્દ જોડાયેલ નથી. આસ્તિક એટલે વેદશાસ્ત્રને સ્વીકારનાર અને નાસ્તિક એટલે વેદશાસ્ત્રને ન સ્વીકારનાર.





ધર્મ એ તમારી જરૂરિયાત છે. ઘણી વખત એવું થાય છે કે કોઈક રોગ શરીરને થાય અને ડૉક્ટરને ન સમજાય એનો મતલબ એવો તો નથી જ કે રોગનું અસ્તિત્વ નથી. આવી જ રીતે ઈશ્વર નથી એમ ઘણાં માનતા હોય છે કારણ કે તેઓ ઈશ્વર સમજાતા નથી, તેથી કહી દે કે અસ્તિત્વ નથી. અરે તમારા માનવા ન માનવાથી શું ઈશ્વરનું અસ્તિત્વ મટી જવાનું છે? ના એવું નથી, આ તર્કશાસ્ત્રની વાત નથી, આ બધી બૌદ્ધિકપણાની વાત નથી, તમને કંઈ સમજાઈ નથી રહ્યું એનો મતલબ એવો નથી કે તેનું અસ્તિત્વ નથી. છેલ્લે પાછી બધી વાત સમજમાં આવી જ જતી હોય છે. શ્રીશંકરાચાર્ય આ બાબતમાં બહું સ્પષ્ટ વાત કહે છે

**भज गोविंदं भज गोविंदं भज गोविंदं मूढमते !**

માયાવાદના સહારાથી બૌદ્ધ દર્શન સામે એમને ઝઝૂમવું હતું એટલે માયાવાદ ઉભો તો કર્યો પણ છેવટે હૃદયમાં શુદ્ધ ભારતનો પોકાર તો આવી ગયો કેમ કે એ અવતાર હતા એટલે છેલ્લે કહી રહ્યા છે કે **भज गोविंदं भज गोविंदम्**..અરે જગત સાચું કે માયા સાચી એ બધી ચર્ચા છોડ અને **भज गोविंदं भज गोविंदम्**..ગોવિંદ સિવાય કાંઈ છે જ નહિ. અંતિમ ક્ષણ આવે ત્યારે બધાને પરમાત્મા જ યાદ આવે છે. એટલે જ્યારે ફાઈનલ મોમેન્ટ આવે ત્યારે પરમાત્મા બધાને યાદ આવે જ છે. પણ **સબકુછ લુટા કે હોશમેં આયે તો ક્યા હુઆ!** તે વખતે કદાચ એમ સમજાય કે પરમાત્મા છે કે નહિ તેનાથી શું મીનીંગ- શું અર્થ થયો?

તેથી સમજવાનો પ્રયાસ કરો. સવાલ એ નથી કે બુદ્ધિ કોની વધારે છે, પણ હકીકત એ છે કે આપણા બધાની બુદ્ધિ ખંડશઃ છે. તેથી અખંડ બુદ્ધિના જે સ્વામી છે તે આચાર્ય સ્વરૂપ શ્રીમહાપ્રભુજીની વાણી છે તેનો વિચાર કરો. તેથી શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે **'शब्द एव प्रमाणम्'** પ્રમાણ બીજું કાંઈ નથી. બીજી દરેક વસ્તુમાં મનુષ્યના સ્વભાવની ઉણપ, વ્યક્તિત્વની ઉણપ રહેલી છે, તેમાં કમી રહેલી છે, તેમાં અપૂર્ણતા રહેલી છે. પૂર્ણતા તો માત્ર વેદશાસ્ત્રના શબ્દોમાં છે અને તેથી શ્રીમહાપ્રભુજીએ ઉદ્‌ઘોષ કર્યો.

**वेदाः श्रीकृष्णवाक्यानि व्याससूत्राणि चैव हि।**
**समाधिभाषा व्यासस्य प्रमाणं तच्चतुष्टयम् ।।**

'શાસ્ત્રાર્થ પ્રકરણમાં શ્રીમહાપ્રભુજીએ આ આજ્ઞા કરેલી છે.'

પ્રારંભ અવસ્થામાં શ્રીમહાપ્રભુજીએ આ રીતે આપણને મુખ્ય ચાર પ્રમાણ રૂપી પાયાના થાંભલા આપ્યા કે જેની ઉપર ભારતીય શાસ્ત્રોના ભવનનું નિર્માણ થયું છે તે સંપૂર્ણ પ્રમાણરૂપ છે. બીજા કશામાં પૂર્ણતા નથી, સિવાય કે શ્રીમહાપ્રભુજીની વાણીમાં અને વેદશાસ્ત્રોમાં એટલે શ્રીમહાપ્રભુજીએ ઉદઘોષ કર્યો છે....**श्रीकृष्णवाक्यानि...चतुष्टयम्** ।।

**શ્રીમહાપ્રભુજીની વાણીનો પ્રત્યેક અક્ષર શ્રીમહાપ્રભુજીની દ્રષ્ટિએ જ સમજવો પડશે :-**

એ પ્રારંભિક અવસ્થામાં મુખ્ય ચાર સ્તંભ આપણને પ્રમાણ ચતુષ્ટયના આપ્યા અને એના ઉપર ભારતીય શાસ્ત્રના ભવનની રચના થઈ. તમારી કે મારી બુદ્ધિના આધારે સત્યનો નિર્ણય થતો નથી, તે તો ફક્ત શ્રીમહાપ્રભુજીના વચનોના આધારે જ થાય છે. તમારુ કે મારું જે તાર્કિકપણુ જેમાં પ્રવેશ છે, યુક્તિ જેને કહીએ છે-તાર્કિકપણું, એ તાર્કિકપણું પણ આપણને તેમાં કાઈ પણ સહાય આપતું નથી. એક ડૉક્ટરને જો ઈન્જેક્શન મૂકવું હોય ને તો તે

આદિવાસી માટે પણ એજ નિયમ લગાડે જે નિયમથી રાષ્ટ્રપતિને ઈન્જેક્શન મૂકવાનું હોય. કોઈ પણ ડૉક્ટરને જઈને પૂછી આવો કે શું એમાં તે બંને માટે કોઈ પણ નિયમનો ફેર આવશે ખરો ?

એક આદિવાસીના શરીરમાં પણ સોંય નાખતી વખતે તેજ હાઈજીનના નિયમ લાગુ પડે, જે નિયમ રાષ્ટ્રપતિને સોંય નાખતી વખતે લાગુ પડે. કારણકે મેડીકલ સાયન્સનાં Certain Rules હોય છે. દવાના Content અથવા Compoundના Applicationમાં ફરક પડી શકે છે. ડૉક્ટર પોતાની બુદ્ધિ અને અનુભવના આધારે ફરક કરી શકે છે. તે કરવાથી જ ઓછાવત્તા પ્રમાણથી યોગ્ય પરિણામ મળે છે. પરંતુ તેનાથી તે હાઈજીનના નિયમોમાં ફરક પડતો નથી. એટલે મારી વાત સમજવાનો પ્રયાસ કરો કે શ્રીમહાપ્રભુજીની જે વાણી છે તેમાં મારી કે તમારી તાર્કિકતાથી કે વિચારવાથી મૂળ ગુણવત્તામાં ફરક પાડી શકાતો નથી. તે ઘટતી વધતી નથી.

એક જ નિયમથી એ વાણી તમારા અને મારા બધાના ઉપર લાગુ પડશે. ષોડષ ગ્રંથો હોય કે નિબંધ હોય, કોઈ પણ ગ્રંથ હોય, શ્રીમહાપ્રભુજીની વાણીનો પ્રત્યક્ષ અક્ષર જેટલો સત્ય તમારા માટે છે તેટલો જ અનિવાર્ય અને સત્ય મારા માટે છે. હું એ નિયમમાં અપવાદ નથી અને તમે પણ તેવા અપવાદોમાં નિયમ નથી બની શકતા. આપણે બંને નિયમની અંતર્ગત છીએ. આપણે બંને પક્ષોએ શ્રીમહાપ્રભુજીની વાણીનો પ્રત્યેક અક્ષર શ્રીમહાપ્રભુજીની દ્રષ્ટિએ જ સમજવો પડશે અને એ સમર્થ આચાર્યની વાણીથી આ સમજવું પડશે કે જે સમર્થ આચાર્યે આ વાણીનો અક્ષરે અક્ષર આપણને સ્પષ્ટ રીતે સમજાવ્યો છે.

હું આ આચાર્ય એટલે આધુનિક આચાર્યની વાત નથી કરી રહ્યો પરંતુ હજી પ્રાચીન આચાર્યની ચર્ચા કરી રહ્યો છું. શ્રીપુરુષોત્તમજી મહારાજ, શ્રીલાલુભટ્ટજી જેવા સમર્થ આચાર્ય થયા છે. જેમણે આ સંપ્રદાયની વાણીને મૂળાર્થ અધિકાર સહિત સમજાવી છે તેમના માધ્યમથી આ વાણી સમજવી પડશે એનો બીજો કાંઈ પર્યાય નથી. તે મારી કે તમારી રૂચિ, અભિરૂચી ઉપર કે મારા કે તમારા, સારા ખરાબ લાગવા ઉપર, આપણને ગમે છે કે નથી ગમતું તેના આધારે શ્રીમહાપ્રભુજીની વાણીનો નિર્ણય નહિ થઈ શકે. શ્રીમહાપ્રભુજીની વાણીનો નિર્ણય તે મારી કે તમારી બપોતી નથી. શ્રીમહાપ્રભુજીની વાણી તો શ્રીમહાપ્રભુજીની અલૌકિક કૃપાથી જ આપણને સમજમાં આવશે.

તે વાણી ઉપર મારી કે તમારી અભિરૂચીનાં બંધન નથી ચાલતાં. મારે ત્યાં મારી સામાજિકતાના કારણે, હું મારી રીતે તેને ઢાળી લઉ કે Mould કરી દઉં અને બીજી જગાએ બીજા પોતાની રીતે અપનાવી લે તો તે રીતે તે નિયમ લાગુ પડતા નથી. આગળ આપેલા Injectionનું ઉદાહરણ આપ્યું તે ફરી યાદ કરી લો. Injection લગાવવાના Medical laws જે હોય તે દરેક રીતે Applicable દરેક જગ્યાએ એક જ રીતે થાય. કોઈ પણ રીતે બદલાવ તેમાં ન આવે. તેથી એક વાત સમજી લેજો કે આપણે બધાજ પુષ્ટિમાર્ગીયને માટે શ્રીમહાપ્રભુજીની વાણી જ એક માત્ર પ્રમાણ છે તેમાં બીજાં કોઈ પણ પ્રમાણ ઉપસ્થિત નહીં થાય અને કોઈ પણ મુદ્દો હોય.

તે તમામની ચર્ચા માત્ર શ્રીમહાપ્રભુજીની વાણીના આધારે જ થશે. તેથી આપણે ત્યાં દરેક ગ્રંથોમાં સામાન્ય રીતે સૌથી પહેલાં પ્રમાણ વ્યવસ્થા શરૂઆતમાં કહેવામાં આવે છે. જેમકે મેં તમને ઉદાહરણ આપ્યું કે શાકભાજીની લારી આપણા ઘરે જરૂર આવે છે પણ તેમાં ચકાસણી કર્યા બાદ જ શાક લેવાય છે. તે જ રીતે '**દેવકીનન્દન**' રૂપી લારી તમારે

ત્યાં આવી હોય ત્યારે વાત તો તમારે પ્રમાણિક વાતો જ લેવી છે તે તમારે સમજી લેવાનું. આ તમારા ઘરના દ્વારે આવીને વાત થઈ રહી છે તેનો મતલબ એવો નથી કે જે કાંઈ અંડબંડ છે તે બધું ચલાવી લેવું.

વાત પ્રમાણિક કરવી, તેથી પ્રમાણ શું છે તે પ્રમાણને તમે આજે સમજી લો. આજે તેનો મતલબ ખોવાઈ ચૂકયો છે તે પણ અર્ધનગ્ન સત્ય છે. જે બુદ્ધિજીવી વર્ગ છે તેમને હું વાત કહું કે તમે જ્યારે છાપું વાંચો છો તે યોગ્ય રીતે વાંચતા હોવ તો તેમાં ઈતિહાસ અને કંઈક માનવ જગતની ઘણી બધી વાત આવે છે. તમને કદાચ તેમાંની ઘણી વાત ખબર હશે કે નહીં પણ હોય. તમને ખબર હોવા કે ના હોવાથી તેનું અસ્તિત્વ મટી જતું નથી. તમે કે હું કશું સ્વીકારતા ન હોઈએ તો પણ તેનાથી કોઈ અસ્તિત્વ મટી જતું નથી. તેથી વેદશાસ્ત્રનો આજે આપણને જીવનક્રમ ન મળતો હોય તેનો મતલબ એવો નથી થઈ જતો કે વેદશાસ્ત્ર આપણી વચ્ચેથી ગાયબ થઈ ગયા કે વેદશાસ્ત્ર સત્ય નથી.

**પુષ્ટિમાર્ગીય**ને માટે તે જ સત્ય છે કે

જે **શ્રીમહાપ્રભુજી** કહી રહ્યા છે;

અને **ભારતની સંસ્કૃતિ** માટે એ જ સત્ય છે કે

જે આપણા **વેદ** બતાવી રહ્યા છે.

સંકલનઃ- શ્રીકૃષ્ણ મારી ઝંખના છે ! માંથી સાભાર.....

वैष्णवा वै वनस्पतयो वैष्णवैस्तदुपाधते - એટલે વનસ્પતિ વૈષ્ણવ છે, એટલે તુલસી કાષ્ઠ વનસ્પતિરૂપ અને વિષ્ણુ દેવતા છે. તેને વૈષ્ણવમાત્ર કંઠમાં ધારણ કરે છે. તે વનસ્પતિરૂપ તુલસી ઔષધિરૂપ છે, અને જેમ પ્રતિ શરીર અંતર્યામિ સ્થિત છે, તેમ દરેક વૈષ્ણવની કોટમાં તુલસીની માલારૂપ (ઔષધિરૂપ ધારણ કરનાર શ્રીઆચાર્યજી)ની સ્થિતિ છે. તે વડે બધા વૈષ્ણવો કંઠમાં તુલસીમાલાના દર્શન-સ્પર્શાદિ કરે છે; તેનાથી શ્રીઆચાર્યજીની સેવા તદ્રૂપે કરી જીવ કૃતાર્થ થાય છે.

आचार्यवान् पुरुषो वेद...વેદમાં આ આવે છે. આચાર્યવાળો પુરુષ બ્રહ્મને જાણે છે. તુલસી કાષ્ઠ માલા આચાર્યરૂપ હોવાથી તુલસી માલા ધારણ કરનાર પુષ્ટિમાર્ગીય જીવ ભગવાનના સ્વરૂપને જાણે છે એવો ઉપલી શ્રુતિનો અર્થ છે. માલા એ આચાર્યરૂપ હોવાથી માલા ધારણ કરનાર આચાર્યવાળો કહેવાય અને એવો પુરુષોત્તમના સ્વરૂપને જાણનાર પુરુષ જ સેવાનો અધિકારી હોઈ શકે. આચાર્યરૂપ સ્વરૂપને ન જાણે અને માલાને કંઠમાં ન ધારણ કરે એવો અવૈષ્ણવ સેવાનો અનધિકારી ગણાય છે;

*શ્રુતિ રહસ્યના ગુર્જરભાષાનુવાદમાંથી સાભાર*





# સ્વ-માર્ગીય સમજ

## આત્મનિવેદિ વૈષ્ણવોનું કર્તવ્ય શું ?

**શિષ્ય :-** ગુરુદેવ ! આત્મનિવેદન કર્યા પછી જીવોએ શું કરવું જોઇએ, તે કૃપા કરી આપા કરો.

**ગુરુદેવ :-** **આત્મનિવેદિઓનું મુખ્ય કર્તવ્ય ભગવત્સેવા છે.**

**सर्वदा सर्व भावेन भजनीयो व्रजाधिपः ।**

**स्वस्यायमेव धर्मो हि नान्यः क्वापि कदाचन ।।**

અર્થ :- સર્વભાવથી વ્રજના અધિપતિ શ્રીકૃષ્ણની **સેવા** હંમેશા કરવી, એજ જીવનો ધર્મ છે, કોઈપણ દેશમાં અથવા કોઈપણ કાલમાં અન્ય ધર્મ નથી. જીવમાત્ર બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલા હોવાથી બ્રહ્મના ગર્ભદાસ છે, અને તેથી જ જીવમાં ભગવત્સેવકત્વરૂપ ધર્મ આગન્તુક નથી, પણ સહજ છે. તેમજ **यो यदंशः स तं भजेत्** જે જેનો અંશ હોય તે પોતાના અંશીનું સેવન કરે. એ ન્યાયે ભગવદંશ જીવે બ્રહ્મસંબંધગ્રહણાનન્તર પોતાના અંશી એવા પ્રભુની સેવા કરવી એ યુક્ત જ છે.

અતએવ શ્રીમત્પ્રભુચરણોએ 'સિદ્ધાન્તમુક્તાવલી' ઉપરની સ્વકૃત ટીકામાં આજ્ઞા કરેલી છે કે **तदकरणे प्रत्यवायी भवति** 'બ્રહ્મસંબંધ લીધા પછી જિવ જો ભગવત્સેવા ન કરે તો પાતકી બને છે', એટલું જ નહિં પણ બ્રહ્મસંબંધ લેવું જ તેનું વ્યર્થ થઇ જાય છે. કારણકે સેવાના અભાવમાં તેને પુષ્ટિમાર્ગીય ફળપ્રાપ્તિ તો થશે નહિ, ત્યારે બ્રહ્મસંબંધ લેવાનું ફળ શું? વળી, ભગવદાવેશને શિથિલ કરનાર અસમર્પિત વસ્તુનો સંસર્ગ પણ ભગવત્સેવાના અભાવમાં જીવને પ્રાપ્ત થશે, તેથી બ્રહ્મસંબંધ લીધા પછી જીવનું મુખ્ય કર્તવ્ય છે કે તેણે ભગવત્સેવા અવશ્ય કરવી.

**શિષ્ય :-** કૃપાનાથ ! **यतो वाचो निवर्तन्ते अप्राप्य मनसा सह** 'જેને પહોંચ્યા સિવાય જ વાણી મનની સાથે પાછી ફરે છે' આદિ વાક્યોથી ભગવાનનું સ્વરૂપ તો વાણી અને મનનું પણ અવિષય છે તો તેવા સ્વરૂપની સેવા જીવથી શી રીતે કરી શકાય, તે કૃપા કરી આજ્ઞા કરો.

**ગુરુદેવ :-** **यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुं स्वाम्** 'આ પરમાત્મા જેને પોતાનો કરી માને છે તેને આગળ પોતાના સ્વરૂપનો પ્રકાશ કરે છે' આ શ્રુતિથી એમ સિદ્ધ થાય છે કે વાણી અને મન પણ જે સ્વરૂપને ન જાણી શકે તે સ્વરૂપ જેનું વરણ કરે તે જીવની આગળ પ્રકાશે છે. અને જ્યારે બ્રહ્મસંબંધ દ્વારા ભગવાને જેનું વરણ કરેલું છે એવા જીવને ભગવત્સ્વરૂપ પ્રકાશશે, એટલે તેવો ભગવદ્વૃત જીવ ભગવત્સેવા પણ કરી શકશે. અને જેને વાણી તથા મન પહોંચી શક્તુ નથી એવી શ્રુતિ છે તેનું તાત્પર્ય પણ લૌકિક વાણી તથા અશુદ્ધ મન તે સ્વરૂપને પહોંચી શક્તુ નથી એવું છે. તેથી આત્મનિવેદીને ભગવત્સેવા કરવામાં કંઇ પણ અનુપપત્તિ રહેતી નથી.





## પુષ્ટિમાર્ગમાં સેવા કરાતાં સ્વરૂપો સાક્ષાત્ ભગવાન્ છે.

**શિષ્ય** :- કૃપાનાથ ! ત્યારે જે સ્વરૂપ આપણા માર્ગમાં સેવાય છે તે સાક્ષાત્ શ્રીઠાકોરજી જ છે ?

**ગુરુદેવ** :- હા, કારણકે બધા પદાર્થો જ્યારે ભગવદ્રૂપ છે તો તે સેવ્યસ્વરૂપ ભગવાન કાં ન હોય. તેથી સર્વ પદાર્થની ભગવદ્રૂપતા હોવાથી સેવ્યસ્વરૂપ પણ ભગવાન જ છે. મૂર્તિમાં વિશેષતા એટલી કે પ્રહ્લાદ આદિ ભક્તો માટે જેમ પ્રભુ સર્વવ્યાપક હોવા છતાં સ્તંભાદિમાંથી પ્રગટ થયા, રાજા ઈન્દ્રદ્યુમ્નનો ઉદ્ધાર કરવા માટે દારુબ્રહ્મરૂપ-શ્રીજગન્નાથરાય-સ્વરૂપે પ્રગટ થયા.

એટલું જ નહિં પણ સુતાર દ્વારા પણ જેવી પોતાની ઈચ્છા હતી તેવો જ આકાર તે ભગવદાવિષ્ટ ચન્દન કાષ્ટનો થયો, તે જ પ્રકારે સેવા કરનારાઓના ઉદ્ધારાર્થ આપ મૃત્તિકા આદિથી જીવ-વ્યાપાર-દ્વારા (મૂર્તિ બનાવનારાઓનો નિર્માણરૂપ વ્યાપાર) જેવા સ્વરૂપે પ્રગટ થવાથી ઈચ્છા કરે તેવા સ્વરૂપે પ્રાદુર્ભાવ પામે છે. તેથી, સેવ્ય સ્વરૂપોમાંથી ગૌર, શ્યામ, દ્વિભુજ, ચતુર્ભુજ, બાલ, કિશોર આદિ જેવા સ્વરૂપમાં પોતાની વિશેષ આસક્તિ હોય તેવું સ્વરૂપ પધરાવી તેની સેવા કરવી. શ્રીમહાપ્રભુજી, શ્રીગુસાંઈજી, શ્રીગિરિધરજી, સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણ, શ્રીહરિરાયજી આદિ મહાનુભાવો, તેમજ ચોર્યાસી તેમજ બસોબાવન વૈષ્ણવો અને ઈક્યોતેર ભગવદીયો સાથે પ્રભુ વાર્તાલાપ કરતા તથા સન્મુખ તથા પરિશ્રમ જતાવતા એ બધું સેવ્યસ્વરૂપો સાક્ષાત્ શ્રીઠાકોરજી જ છે એ વાતને સુસ્પષ્ટ કરે છે.

શ્રીમદ્ ભાગવતમાં શ્રીઠાકોરજીના સ્વરૂપ (શ્રીવિગ્રહ) આઠ પ્રકારે લેખ્યાં છે.

शैली दारुमयी लौही लेप्या लेख्या च सैकती ।

मनोमयी मणिमयी प्रतिमाष्टविधा स्मृता ।।

અર્થ :- શિલાની, ચન્દનાદિ કાષ્ટની, સુવર્ણાદિ ધાતુઓની, મૃત્તિકા અથવા ચન્દનની, રેતીની, હીરા વગેરેની, મનમાં કલ્પેલી, તથા ચિત્રજી પુસ્તકજીરૂપે એમ આઠ પ્રકારે પ્રભુ ભક્તોદ્ધારાર્થ પ્રગટ થાય છે.

## સેવા એટલે શું ?

**શિષ્ય** :- કૃપાનાથ ! સેવા એટલે શું ?

**ગુરુદેવ** :- स्वस्मिन् दासत्वानुसन्धानपूर्वकं स्वतन्त्रपुरुषार्थत्वेन क्रियमाणा सेव्यसन्तोपजनिका क्रिया **सेवा**. પોતામાં દાસપણાનું અનુસન્ધાન રાખીને (સેવાને) સ્વતન્ત્ર પુરુષાર્થ સમજીને કરવામાં આવતી સેવ્યસન્તોષજનક જે ક્રિયા, તે સેવા. અર્થાત્ સેવામાંથી અહન્તા મમતા દૂર કરીને ‘હું પ્રભુનો દાસ છું, અને પ્રભુ મારા સ્વામી છે’ એમ સમજી પ્રભુ પ્રસન્ન થાય તે પ્રકારે દેહેન્દ્રિયાદિનો વ્યાપાર કરવો તે **સેવા**. આજ વાત શ્રીમહાપ્રભુજી સિદ્ધાંતમુક્તાવલી નામક ગ્રંથમાં આજ્ઞા કરી છે કે ચિત્તનું તે પ્રભુમાં પરોવવું તે સેવા. ચિત્ત પ્રભુમાં લાગ્યું કે દેહેન્દ્રિયાદિ આપોઆપ પ્રભુ તરફ લાગવાનાં જ, કારણકે મન એ મનુષ્ય હોવાથી એ જ્યાં લાગે ત્યાં ઈન્દ્રિય દેહ વગેરે લાગ્યા સિવાય રહે જ નહિં.

ક્રમશઃ

ઉપદેશ મિમાંસા ગ્રંથમાંથી (શ્રીપુરુષોત્તમચરણ કૃત ઉપદેશવિષયકશંકાનિરાસવાદને આધારે) સાભાર...





# પુષ્ટિ અને પુષ્ટિમાર્ગ

**(લેખક : પંડિત રામચન્દ્ર ચક્રવર્તી)**

*આ લેખના લેખક શ્રીમાન્ પંડિત રામચન્દ્ર ચક્રવર્તીએ સંપ્રદાયના અતિવિદ્વાન એવા બાલકૃષ્ણભટ્ટ ઉપનામ શ્રીલાલુ ભટ્ટજી દ્વારા રચિત પુષ્ટિ-વિવેકના આધારે ગુર્જરભાષાનુવાદરૂપે પ્રકટ કરેલ છે.*

*ગતાંકથી આગળ...*

## પુષ્ટિભક્તિનાં લક્ષણ.

ગતાંકમાં આપણે પુષ્ટિનું વિષે જાણ્યું. હવે આપણે આ પુષ્ટિનું કાર્ય ભક્તિ જેનાથી પુષ્ટિનું અનુમાન કરી શકાય છે, તે ભક્તિનું વર્ણન સંક્ષેપમાં કરવું આવશ્યક છે. તે આપણે સમજવાનો પ્રયાસ કરીએ.

શ્રીમદ્ભાગવતમાં **પુષ્ટિભક્તિનાં લક્ષણ** શ્રીવ્યાસ ભગવાને લખ્યાં છે, તે પાઠકગણને પુષ્ટિભક્તિનું સ્વરૂપ સમજવું સુકર થઇ પડે એટલા માટે અત્ર મૂલ શ્લોક સાથે આપીએ છીએ, જે શ્રીમદ્ ભાગવતના તૃતીયસ્કન્ધના અધ્યાય ૧૯માંથી પ્રાપ્ત થાય છે.

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुहाशये ।

मनोगतिरविच्छिन्ना यथा गङ्गाम्भसोम्बुधौ ।। ११ ।।

लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ।

अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ।। १२ ।।

सालोक्यसार्ष्टिसामीप्यसारूप्यैकत्वमप्युत ।

दीयमानं न गृह्णन्ति विना मत्सेवनं जनाः ।। १३ ।।

स एव भक्तियोगाख्य आत्यन्तिक उदाहृतः ।

येनातिव्रज्य त्रिगुणं मद्भावायोपपद्यते ।। १४ ।।

અર્થ :- ભગવાન્ દેવહૂતિને કહે છે કે મારા ગુણોના શ્રવણમાત્રથી સર્વગુહાશય સર્વાન્તર્યામી ભગવાનમાં મનની અવિચ્છિન્ન અપ્રતિહતગતિ થવી તે ભક્તિયોગનું લક્ષણ છે. આ વિષયમાં गङ्गाम्भसोम्बुधौ એ દષ્ટાન્ત આપવામાં આવ્યું છે. એટલે કે જેમ ગંગા પ્રવાહ માર્ગમાં આવતા પર્વતાદિ પ્રતિબંધોને તોડી સીધો સમુદ્રમાં જાય છે તે જ પ્રમાણે મનોવેગ પણ સર્વલૌકિક અને વૈદિક પ્રતિબંધોને તોડી નિરંતર શ્રીહરિચરણમાં લાગ્યો રહે તે ભક્તિયોગ અર્થાત્ ભગવાનમાં થયેલાં પ્રેમનું લક્ષણ છે. ૧૧

ઉપર પ્રમાણે પહેલા શ્લોકમાં નિર્ગુણ ભક્તિયોગનું સ્વરૂપ કહીને બીજા શ્લોકના પૂર્વાર્ધમાં ઉક્ત લક્ષણ અને લક્ષ્ય અર્થાત્ ભક્તિયોગનો સંબંધ કહ્યો છે. આત્યંતિક ભક્તિનાં લક્ષણ अहैतुक्यव्यवहिता એ દ્વિતીયા શ્લોકના ઉત્તરાર્ધથી તે येनातिव्रज्य એ ચતુર્થ શ્લોક સુધી કહ્યાં છે. ભક્તિ પુરુષોત્તમમાં જ હોવી જોઇએ, નહિં કે ઇતર અવતાર વા પુરુષોમાં. તે ભક્તિ પણ પ્રેમ-પૂર્વિકા-પ્રેમયુક્તા, ફલની આકાંક્ષાથી રહિત તેમજ અહૈતુકી એટલે અનિમિત્તા હોવી જોઇએ.





अहैतुकी એ શબ્દ સગુણા ભક્તિનું નિવારણ કરે છે, કારણકે હેતુરહિત અને અનિમિત્તા ભક્તિ એ સગુણા ભક્તિ જ નથી. अव्यवहिता એ પદ એમ સૂચવે છે કે કાલકર્માદિકો દ્વારા સેવામાં જે રીતે વ્યવધાન-વિઘ્ન ન પહોંચે તેવી. અત્ર નિદ્રાભોજનાદિ શરીરના સ્વાભાવિક ક્રિયાઓને વ્યવધાન કહેવામાં નથી આવતાં, કારણ એ સર્વે ભગવત્સેવાના હેતુભૂત છે. યદિ નિદ્રાભોજનાદિ દૈહિક વ્યાપાર ન કરવામાં આવે તો ભગવત્સેવા થઇ શક્તી નથી, તેથી તે સર્વ ક્રિયાઓ ભગવત્સેવાસાધક છે, બાધક નથી. ઉપર જણાવેલી અહૈતુકી, અવ્યવહિતા એવી ઉપર દર્શાવેલાં લક્ષણથી યુક્તા ભક્તિ લોક-વેદપ્રસિદ્ધ પૂર્ણ પુરુષોત્તમમાં હોય તો તેને નિર્ગુણ ભક્તિ કહેવામાં આવે છે. ૧૨

આ નિર્ગુણ ભક્તિ સંબંધી મુનીન્દ્ર કપિલ ભગવાન્ કહે છે કે :- આવી આત્યંતિક ભક્તિ, જે સ્વત: રસભાવને પામે છે, અર્થાત્ સ્વયં-રસ-રૂપા થઇ ગઇ છે, તે કોઇ ફલનો તો સ્પર્શ જ કરતી નથી, એટલું જ નહિં પણ સાલોક્ય અર્થાત્ શ્રીવૈકુંઠવાસ, સાર્ષ્ટિ અર્થાત્ ભગવાનના સમાન ઐશ્વર્યપ્રાપ્તિ, સામીપ્ય અર્થાત્ ભગવત્સંન્નિધાનમાં નિરંતર નિવાસ, અને સારૂપ્ય અર્થાત્ વૈકુંઠનાથની સદશ પોતાનું પણ ચતુર્ભુજ સ્વરૂપ થવું તે, એકત્વ-અર્થાત્ સાયુજ્ય પુરુષોત્તમની સાથે મળી જવું ઇત્યાદિ મોક્ષોને શ્રીભગવાન્ સ્વયં આપે છે, તો પણ એ રસરૂપા નિર્ગુણ ભક્તિરસમાં મસ્ત બનેલા સેવક-ભક્તો તે મોક્ષોનો અનાદર કરે છે.

મોક્ષોને અસ્વીકાર્ય માને છે. જ્યારે પ્રેમ ઉચ્ચ કોટિ પર પહોંચે છે ત્યારે આ સ્થિતિનો અનુભવ થાય છે. ભક્તને એક માત્ર સેવા સિવાય બીજું કાંઇ સૂજતું જ નથી; બીજું કાંઇ ભક્ત ચાહતો પણ નથી, કારણ સ્નેહથી સ્વીકારેલી સેવા ભક્તોને પરમાનન્દરૂપ લાગે છે. અતએવ ભક્તો સેવાસુખ આગળ મોક્ષસુખ પણ તુચ્છ ગણે છે. ૧૩

આ ભક્તિને આત્યંતિક ભક્તિયોગ એ નામથી ઓળખવામાં આવી છે. આ ભક્તિ ત્રિગુણ-સત્વ, રાજસ, તમસ્નું ઉલ્લંઘન કરી મારા ભાવને અર્થાત્ ભગવદ્ભાવને યોગ્ય થાય છે. ૧૪

ઉપરિનિર્દિષ્ટસ્વરૂપા ભક્તિ જ્યારે આપણા હૃદયમાં સ્ફુરે ત્યારે સમજવું કે અનુગ્રહરૂપા પુષ્ટિ થઇ. આ ભક્તિ બે પ્રકારની છે; એક મર્યાદાભક્તિ અને બીજી પુષ્ટિભક્તિ. અત્ર મર્યાદાભક્તિ સંબંધિ વિવેચન અનાવશ્યક હોવાથી પુષ્ટિભક્તિનાં લક્ષણ અને સ્વરૂપ કહેવાં ઇષ્ટ છે. મર્યાદા અને પુષ્ટિમાં અંતર માત્ર એટલો જ છે કે જે વિશેષ અનુગ્રહથી ઉત્પન્ન થઇ છે તે પુષ્ટિ છે.

પુષ્ટિભક્તિનાં સ્વરૂપ અને લક્ષણોનો ઉલ્લેખ ઉપરના શ્લોકોમાં થઇ ગયો છે. 'ભગવાનના સ્વરૂપ સિવાય અન્ય કોઇ પણ ફલની ઇચ્છા ન રાખવી અર્થાત્ ભગવત્સ્વરૂપ પ્રાપ્તિરૂપ ફલની ઇચ્છા રાખી જે ભક્તિ કરવામાં આવે તે પુષ્ટિભક્તિ'. શ્રીમદ્ ભાગવતમાં अक्षण्वतां फलमिदं न परं विदामः એમ કહી સ્વરૂપફલનો જ નિર્ણય કર્યો છે; એટલે સાચો પુષ્ટિમાર્ગીય વૈષ્ણવ ભગવાનથી અતિરિક્ત કોઇની પણ ઇચ્છા કરતો નથી. પ્રભુએ પણ શ્રીમુખે કહ્યું છે કે :-

**न योगसिद्धिरपुनर्भवं वा मय्यर्पितान्येच्छति मद्विनान्यत् ।**

*।। વૈષ્ણવ ધર્મ પતાકા પુસ્તક ૨, અંક ૨, પૌષ ૧૯૭૪માંથી સાભાર ।।*







# શ્રીહરિરાય વાઙ્મુકતાવલી

## ।। સ્વમાર્ગીય-શરણ-સમર્પણ-સેવાદિ-નિરૂપણમ્ ।।

(અનુવાદક-વિવેચક :- શ્રીવસંતરામ હરિકૃષ્ણ શાસ્ત્રી)

### સેવા-વિચાર

અહીં શ્રીઠાકોરજીને શું ધરવું અને શું ન ધરવું એ પ્રશ્ન પર શ્રીહરિરાયચરણ પ્રકાશ પાડે છે. कृष्णे समर्पयेन् नैव क्लिष्टं नापि प्रयत्नतः એ પ્રમાણે પાઠ અર્થસારલ્ય વધારે કરી આપે છે. જે સમર્પતાં મનને ક્લેશ થતો હોય તે પ્રભુને કદાપિ ન સમર્પવું. જેને શ્રીમહાપ્રભુજી નિબંધ ગ્રંથમાં પણ यद्यदिष्टमलोके...દ્વારા આજ આજ્ઞાને શ્રીહરિરાયચરણ સરલ કરીને સમજાવે છે. અને જે સામગ્રી પ્રાપ્ત કરતાં અથવા સિદ્ધ કરતાં શરીરને વિશેષ કષ્ટ પડે એ પણ પ્રભુને ન સમર્પવી. જેમ આપણે પ્રભુનું સુખ વિચારીએ છીએ, તેમ પ્રભુ આપણું પણ સુખ વિચારે છે. તન અથવા મનને વિશેષ ક્લેશ આપી ને સમર્પિએ છીએ તે પ્રભુ અંગીકાર નથી કરતાં. यश्चिरं चित्ततिन्ततम् એટલે કે મારા પ્રભુને આમ લાડ લડાવીશ. એ પ્રમાણે ના મનનાં લાંબા વખતના કોડ. भक्तिसम्बन्धि એટલે કે માર્ગની મેંડ અનુસાર.

**तथानवसरे सेवाबहिरङ्गेऽपि मुख्यवत् ।**

**कार्या बुद्धिः कृष्णकार्ये वस्त्रप्रक्षालनादिके ।। ७० ।।**

તેમજ જ્યારે ભીતરની સેવાનો સમય ન હોય ત્યારે બહારની સેવા પણ મુખ્ય સેવાની પેઠે કરવી. પ્રભુનાં શ્રીઅંગનાં અને બીજાં બિછાવવાનાં વસ્ત્રોનું પ્રક્ષાલન કરવું આદિ સેવા પણ મુખ્ય સેવારૂપ જ ગણીને કરવી. ૭૦

**काले कालद्वये कालत्रये कुर्वीत सेवनम् ।**

**स्वधर्ममाचरेदङ्ग नित्यं नैमित्तिकं तथा ।। ७१ ।।**

એક વેળાએ, બે વેળાએ અથવા તો ત્રણ વેળાએ પ્રભુસેવા કરવી. જેટલી વાર પ્રભુની સેવા બને તેટલી વાર કરવી. સ્વધર્મનું આચરણ કરવું. નિત્ય અને નૈમિત્તિક કર્મ પણ સ્વધર્મનું અંગ હોવાથી કરવાં. નિત્યકર્મ સંધ્યાવંદન વગેરે છે. નૈમિત્તિક કર્મ કોઈપણ નિમિત્તને લીધે કરવામાં આવે છે, જેમ કે પોતાને ત્યાં પુત્રનો જન્મ થાય તો એને અંગે જે જાતકર્મ આદિ સંસ્કારો કરવાના છે તે કરવા. નિત્ય અને નૈમિત્તિક કર્મો એ બન્ને મુખ્ય છે, સ્વધર્મનું અંગ હોવાથી એનું આચરણ પણ કરવું. ૭૧

**निवृत्तिराग्रहेणैव विधर्मादिति निश्चयः ।**

**धर्मसिद्धावपि पुनर्वैशिष्ट्यात् कृष्णधर्मतः ।। ७२ ।।**

પોતાના ધર્મથી જે વિલક્ષણ ધર્મ, જે કાર્યથી પોતાના ધર્મને બાધ નડે, તે ધર્મથી આગ્રહપૂર્વક નિવૃત્તિ રાખવી એવો નિશ્ચય છે. વૈષ્ણવોનો મુખ્ય ધર્મ ભગવત્સેવા છે. સેવામાં જે પ્રતિબંધ નાખનારો ધર્મ હોય તે વિધર્મ કહેવાય. એ વિધર્મને આગ્રહથી ત્યજી દેવો, એમ સિદ્ધાંત છે. કદાચ એવા વિધર્મથી ધર્મની સિદ્ધિ થાય તો પણ મુખ્ય ભગવદ્ ધર્મ છે





તેથી ભગવદ્ ધર્મનું સર્વ ધર્મથી વિશેષપણું છે. એ ભગવદ્ ધર્મનું આચરણ કરતાં સર્વ ધર્મો સિદ્ધ થઇ જાય છે. જેમ મૂળમાં જલસિંચન કરવાથી આખા વૃક્ષને પુષ્ટિ મળે છે, તેમ સર્વ ધર્મનું મૂળ જે ભગવદ્ ધર્મ તેનું આચરણ કરવાથી સર્વ ધર્મોની સિદ્ધિ થાય છે; માટે જ સર્વથી શ્રેષ્ઠ ભગવત્સેવા છે. ૭૨

(वैशिष्ट्यात् कृष्णधर्मतः- સ્વધર્માચરણ દ્વારા જે ધર્મની સિદ્ધિ છે તેના કરતાં વિશેષ ધર્મની સિદ્ધિ ભગવદ્ ધર્માચરણ દ્વારા થાય છે, માટે જે સ્વધર્મ ભગવદ્ ધર્મ આડે આવતો હોય તે સ્વધર્મને બાજુ પર મૂકી ભગવદ્ ધર્મનું આચરણ કરવું.)

**इन्द्रियाश्वविनिग्राहः कर्तव्यः सर्वथा मतः ।**

**परोपकारधर्माणां दौर्बल्यं च विभावयेत् ।। ७३ ।।**

ઇન્દ્રિયરૂપી ઘોડા બહુ જ બળવાન હોય છે, માટે એનો સારી પેઠે નિગ્રહ સર્વથા કરવો એવો મત છે. મતલબ કે પોતે ઇન્દ્રિયોને વશ થવું નહિં, પણ ઇન્દ્રિયોને પોતાને સ્વાધીન રાખવી. શ્રીમહાપ્રભુજી આજ્ઞા કરે છે કે :- 'વિષયોનો આવેશ જેના ચિત્તમાં થયો છે તેવા પુરુષોમાં પ્રભુનો આવેશ થતો નથી'. વળી કહ્યું કે :- 'હરણ સ્વરની લાલસાથી કર્ણેન્દ્રિયને વશ થઇને માર્યો જાય છે, પતંગિયો દીવાનું સ્વરૂપ જોઇને નેત્રેન્દ્રિયથી માર્યો જાય છે, ભમરાઓ સુગંધ માટે નાસિકેન્દ્રિયને વશ થઇને મરે છે, મીન-માછલાં જીબના સ્વાદથી માછીમારોથી મરે છે, એ પ્રમાણે એક એક ઇન્દ્રિયની ગફલતની ઉપરનું એક એક પ્રાણી મરે છે, તો જે માણસ પાંચે ઇન્દ્રિયોને ગફલતમાં રહેવા દે અને એનો નિગ્રહ કરે નહિં તેની શી દશા થાય ?'

તેમજ પરોપકારના જે ધર્મો જેવા કે કૂવા, ધર્મશાળા, સદાવ્રત વગેરે ભગવત્સેવારૂપ ધર્મ પાસે દુર્લભ છે, કારણકે એ પરોપકારના ધર્મનું ફલ માત્ર સ્વર્ગ છે, એ સ્વર્ગનું સુખ તો જ્યાં સુધી પુણ્ય હોય છે ત્યાં સુધી જ મળે છે, પછીથી આ લોકમાં આવવું પડે છે. ભગવાન શ્રીગીતાજીમાં આજ્ઞા કરે છે કે :- 'એ પુણ્યશાળી લોકો વિશાળ એવા સ્વર્ગલોકને ભોગવીને પુણ્ય ખૂટી જતાં મૃત્યુલોકમાં પ્રવેશે છે'. તે એવાં નાશવંત ફળ આપનારા પરોપકાર આદિ ધર્મો અવિનાશી અને શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ફળ આપનારા ભગવત્સેવારૂપ ધર્મ પાસે દુર્બલ હોય જ એમાં શું આશ્ચર્ય છે. ૭૩

**एवं प्रकुर्वतः कृष्णावेशाद्यद्धि भवेत्पुनः ।**

**तत्सेवासाधने निष्ठा तस्मान्नित्यं हि सेवयेत् ।। ७४ ।।**

ઉપર પ્રમાણે સ્વધર્માચરણ કરતાં કરતાં ભગવાનનો આવેશ થાય અને આવેશ થયાથી પ્રભુની સેવાનાં સાધનોમાં નિષ્ઠા થાય છે માટે નિત્ય પ્રભુની સેવા કરવી. નિત્ય સેવા કરવાથી પ્રભુમાં અને પ્રભુસેવારૂપ સાધનમાં નિષ્ઠા થાય, ભાવ થાય છે, માટે સેવા નિત્ય કરવી. ૭૪

**कृष्णं सर्वात्मकं ज्ञात्वा दीनतां हृदि भावयेत् ।**

**अहं करोमीत्येतादृगहङ्कारं परित्यजेत् ।। ७५ ।।**

સર્વસ્વરૂપ શ્રીકૃષ્ણ જ છે એમ જાણીને હૃદયમાં દીનતા લાવવી; એટલે કે હું સૂક્ષ્મ અને સર્વ દોષથી ભરેલો જીવ ક્યાં અને સર્વસ્વરૂપ નિર્દોષપૂર્ણગુણવિગ્રહ એવા પ્રભુ ક્યાં ? એવી ભાવવાળી દીનતા હૃદયમાં કરવી. સર્વસ્વરૂપ





હોવાથી પ્રભુ પ્રત્યે દીનતા વિના બીજું જીવ શું કરી શકે એમ છે? હું કરું છું, એવા અહંકારનો સર્વથા ત્યાગ કરવો; હું કરું છું-એવું મનમાં કદાપિ ન લાવવું. ૭૫

...ક્રમશઃ

# વાર્તા સાહિત્યની ભાવ ભૂમિ

...ગતાંકથી આગળ

**અનુગ્રહમાર્ગના લોક-વેદ વિરુદ્ધ રૂપ. ૪ઃ- પતિની હત્યા**:... ત્યારે તે શેઠની બેટીએ ચાચાજીના વચનને માન આપીને ધણીને ઝેર આપ્યું. તેનો ધણી મરી ગયો. ઘરમાં બધા જ રોક્કળ કરવા લાગ્યા. ત્યારે હરિવંશજીએ વચન કહ્યાં અને ચરણામૃત આપ્યું. તે લઈને તેના મૂખમાં મૂક્યું ત્યારે તે જીવ્યો. તે બાદ ચાચાજી તે બધાને કહે છે, હવે જેમ આ વહુ કરે તેમ બધા કરશો તો સુખી થશો. અનુગ્રહનો આ દેવગુહ્ય પ્રકાર છે. આ બધા જ પ્રસંગો મર્યાદામાર્ગથી વિરુદ્ધ છે. પરંતુ મર્યાદામાં જે દૂષણ માનવામાં આવે છે તેને પુષઆટિમાર્ગમાં ભૂષણ માનવામાં આવે છે.

એક માર્ગનો વિરોધ બીજા માર્ગ માટે બાધક નથી બનતો. **પરંતુ આધુનિક વૈષ્ણવે આ બહુ જ અપવાદરૂપ માનવાનું છે**. આપણે આ પ્રસંગોનું અનુકરણ-અનુસંધાન કરી શકીએ. આ બધાંજ પ્રસંગોમાં વેદ-વિરુદ્ધ આચરણમાં પણ અનુગ્રહનું સ્વરૂપ બતાવવામાં આવ્યું છે.

**અનુગ્રહની અલૌકિક સામર્થ્ય** :- યદ્યપિ અનુગ્રહની વિશિષ્ટ સામર્થ્ય ઉપર બતાવ્યું પરંતુ અહીં તેના અલૌકિકત્વ અને વૈચિત્ર્ય તેમજ સામર્થ્ય ના કેટલાક એવા ઉદાહરણ પ્રસ્તુત કરવામાં આવી રહ્યાં છે, જે વાર્તા સાહિત્યની ભાવ-ભૂમિની ચરમ સીમારૂપ છે. આથી વાર્તાકાર સર્વદા સેવ્ય ચતુર્થકુમાર શ્રીગોકુલેશ પ્રભુચરણએ નિઃશંકોચ પણે પ્રતિપાદિત કરે છે કે ભગવદ્ અનુગ્રહ અઘટિત ઘટનાઓને એ પ્રકારે ઘરાવી શકે છે કે જે પ્રકારે ભગવાનની માયા શક્તિ ઘટાવી શકે છે. ભગવાનની યોગમાયા અને દેવકીમાંથી બલભદ્રના ગર્ભને મથુરાથી ગોકુલ લઇ જઇ રોહિણીમાં સ્થાપિત કર્યો છે. આ એક અઘટિત ઘટના છે. આ પ્રકારની અન્ય કેટલીયે ઘટનાઓ ભગવાનની દશવિધ લીલામાં શ્રીમદ્ ભાગવતજીમાં શ્રીશુક ભગવાન જણાવી રહ્યાં છે જે યોગમાયા શક્તિને મળતી આવે છે...ઠીક આ પ્રમાણે જ ભગવદ્ અનુગ્રહ જે ભગવાનની દ્વાદશ શક્તિ એમાં જ એક પુષ્ટિ શક્તિ છે. આના અન્ય વિવિધ પ્રસંગો પણ વાર્તા સાહિત્યમાં છે.

**ત્રણ તુંબાવાળા વૈષ્ણવની વાર્તા** :- ...ત્યારે તે બ્રાહ્મણ રાજાને પુછ્યું કે તને પુત્ર કેવી રીતે થયો. મને તો મહાદેવે કહ્યું કે રાજાના ભાગ્યમાં પુત્ર નથી, અને શ્રીઠાકોરજીએ પણ પુત્રની ના કહી છે. તો તમારા આ પુત્ર કેવી રીતે થયો? તો રાજાએ જવાબ આપ્યો કે અમે જાણતા નથી. એક વૈષ્ણવ કહી ગયો હતો. તેના વચનો સાચા પડ્યાં છે. જે બાદ તે બ્રાહ્મણે શ્રીમહાદેવજીને કહ્યું કે શ્રીગુસાંઇજીના સેવકના આશિર્વાદથી પુત્ર થયો છે. ત્યારે શ્રીમહાદેવજી શ્રીઠાકોરજી પાસે જઇને કહે છે, ત્યારે શ્રીઠાકોરજી ઉચ્ચારે છે કે **વૈષ્ણવે મારા ઉપર કૃપા કરી છે. વધારામાં શબ્દો ઉચ્ચાર્યા કે જો વૈષ્ણવ કહેતો કે રાજાને ગૃહે શ્રીઠાકોરજી પ્રગટ થશે તો મને પ્રગટ થવુ પડતું**. આ તો પુત્ર થયો છે, તેમાં શું આશ્ચર્ય છે..

**બે સાંચોરા ભાઈઓની વાર્તા** :- ....પછી તે વૈષ્ણવોએ ત્યાંથી ધડ લઇ આવ્યા. અને સીસ પણ લાવીને ધડ ઉપર રાખી દીધું. જે બાર શ્રીઆચાર્યજી મહાપ્રભુજી અને શ્રીગુસાંઇજી પ્રભુચરણનું સ્મરણ કરી નામ લઇ ચરણોદક અને મહાપ્રસાદ કંઠમાં મૂકયું. જે મહાપ્રસાદી ઉપરણો હતો તે ઓઢાવ્યો. કંઠમાં બાંધયો અને તે ધડ અને સીસ ભેગા થઇ ગયા.....

**અનુગ્રહની વિપરીત ગતિ** :- ....જીવ કેવો પણ અનુગ્રહિત હોય અને કેવી પણ નિષ્કામ સેવા કરે પરંતુ તેમાં થોડોક પણ અભિમાનનો અંશ હોય તો અનુગ્રહ તેને માટે વિપરીત ગતિરૂપ બની જાય છે. તેની બધી જ સેવા અભિમાનને કારણે ભગવાનની પ્રસન્નતા ના રહેતા (*હે વ્હાલા બંધુજન! આ શબ્દોમાં આપણે શીક્ષા લેવાની છે કે વૈષ્ણવના સ્વરૂપને સારી રીતે પહેચાનીએ- કોઇપણ વૈષ્ણવ જેને માર્ગમાં શ્રીમહાપ્રભુજીની કૃપાથી પ્રવેશ મળ્યો છે, તેને કયારે પણ કાઇ વાચિક કે માનસિક દુ:ખ ના પહોંચે તેની કાળજી હર પળ રાખવી. આ માર્ગ (શ્રીમહાપ્રભુજી કહે છે)નું ગુહ્ય (ગુપ્ત) સ્વરૂપ છે.*) અપ્રસન્નતાનું કારણ બની જાય છે, જેનું પ્રમાણ છે ગોવિન્દદાસ ભલ્લા, નારાયણદાસ વગેરે.

**અનુગ્રહનું પ્રતિફલન** :- અનુગ્રહથી ભાવની પ્રાપ્તિ થાય છે. આ ભાવ પ્રથમ સત્તારૂપથી અને પછી સ્થાયી રતિ રૂપથી ફલિત થાય છે. **જેના ઉપર જેનો અનુગ્રહ થાય છે તેને તેના પ્રતિભાવ થવો સ્વાભાવિક છે. ભાવ અનુગ્રહકર્તા પ્રતિ રુચિ ઉત્પન્ન કરે છે. જે બાદ શ્રદ્ધાથી તેનું સ્મરણ કરે છે. ભાવાત્મક સ્વરૂપ દૃઢ થવા પર તેની ભિતર એક ભાવ તેની સ્થાયી રતિ (સ્હેનાત્મિકા ભક્તિ)ને ઉત્પન્ન કરે છે. આ ભાવનું મનોવૈજ્ઞાનિકરૂપ છે.** વાર્તાકાર સર્વદા સેવ્ય શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથ પ્રભુચરણ 'અનુગ્રહ'ના વિવેચનમાં પોતાની ભાવભૂમિ બનાવી રહ્યાં છે, વાર્તાસાહિત્યમાં **સત્તા-સ્વરૂપભાવને વ્યાપક બ્રહ્મ બતાવતા તેને સ્થાયી રતિના આલંબનરૂપમાં પુરુષોત્તમ કહ્યાં છે. આ પુરુષોત્તમ સ્થાયી રત્યાત્મક ભક્તના હૃદયમાં નિરોધાત્મક દેવ છે તે એ ભક્તના હૃદયરૂપી શેષ પર સ્થિત છે. અને લીલાક્ષીરાબ્ધિમાં બિરાજમાન શક્તિઓ (લક્ષ્મી)થી સેવિત સેવ્યમાન કલાનિધિ સ્વરૂપ છે.**

તેથી તેને ભાવાત્મક ભક્ત હૃદયના ભાવસ્વરૂપ કૃષ્ણ-ધર્મી કે પૂર્ણ પુરુષોત્તમ માને છે. સૂરદાસની વાર્તાની આરંભમાં આપવામાં આવેલો આ શ્લોક नमामि हृदये शेषे ઉક્ત નિરોધાત્મા-ભાવ સ્વરૂપ પુરુષોત્તમના સ્વરૂપનું સૂચન કરે છે. આ પુરુષોત્તમ લોક-વેદ પ્રસિદ્ધ પુરુષોત્તમ શ્રીકૃષ્ણના વિગ્રહોમાં (સ્વરૂપો) ભક્તના હૃદયની ભાવનાથી પ્રવેશ કરી સેવકની સેવા અંગીકાર કરે છે. અને આ અનુગ્રહ તે ભક્તનો **સર્વોદ્ધારક**ના રૂપમાં પ્રતિફલિત થાય છે. આજ જ્યારે નિજ-સેવકના વિશુદ્ધ હૃદયમાં જઈને બેસે છે અને સાક્ષાત્ દિવ્યાકૃતિ વાળા દ્વાદશાંગરૂપથી નિજ-સેવક સન્મુખ હસે છે, બોલે છે, ખાય છે, પીવે છે, ત્યારે તે કેવળ માત્ર **ભક્તોદ્ધારક** રૂપમાં પોતાના અનુગ્રહને પ્રતિફલિત કરે છે. આ વાતને વાર્તા સાહિત્યમાં અનેક પ્રકારે કહેવામાં આવી છે, જે પ્રત્યુત ભક્તોદ્ધારક રૂપે જ બિરાજમાન અધિક જોવા મળે છે.

ભાવનાથી શ્રીવિગ્રહમાં પ્રવેશ કરવાનો ઉલ્લેખ પણ કૃષ્ણભટ્ટની વાર્તામાં છે. શ્રીહરિરાયજીએ **ભાવનાત્રય નિરૂપણ**માં આવેશનું નિરૂપણ કર્યું છે. આ પ્રકારે વાર્તાકાર શ્રીચતુર્થકુમાર શ્રીગોકુલનાથ પ્રભુચરણએ અનુગ્રહના વૈજ્ઞાનિકરૂપને પણ તેની ભાવ-ભૂમિમાં સ્થાન આપ્યું છે. તે અનુસાર વાર્તાઓમાં લોક-વેદાતીત ભક્તના સ્વતંત્ર ભાવરૂપ પુરુષોત્તમને જ સેવાના પુષ્ટિના અનુગ્રહરૂપ કહ્યાં છે. અને આ ભાવના રૂપ સેવા માટે લોક-વેદ સુપ્રસિદ્ધ પુરુષોત્તમ ને જ આધાર રૂપમાં ગ્રહણ કર્યા છે.




એટલે કે લોક-વેદ પ્રસિદ્ધ પુરુષોત્તમમાં જ લીલાત્મક શ્રીવિગ્રહોમાં આ ભાવાત્મક પુરુષોત્તમની સ્થઅપના સિદ્ધ ભક્ત દ્વારા કરવામાં આવે છે. આજ પુરુષોત્તમ વાર્તામાં **નિધિ**ના રૂપકહ્યાં છે. જે નિધિ એટલે ખજાનો, અને ખજાનો તો કેવળ અંગત હોય, તે જગ-જાહેર ન હોય. આજ સ્વરૂપની પોતાના દેહ અને દ્રવ્યથી સંયુક્ત કરાતી સોવ જ પુષ્ટિની તનુ-વિત્તજા માનવામાં આવી છે. આજ પુરુષોત્તમની સેવા અનુગ્રહાત્મક સ્વાધીના કે સ્વતન્ત્ર ભક્તિ સેવા ભાવનાનું પોષક છે.

આ પ્રકારે વાર્તા સાહિત્યની ભાવ-ભૂમિમાં અનુગ્રહની શુદ્ધ અદ્વૈતતાનો બોધ કરાવવો તે લક્ષ્ય છે. ચાલો, આપણે પ્રત્યેક ૮૪, ૨૫૨, ૭૯ ભગવદીયોની વાર્તામાં આ ભાવ-ભૂમિને મરજીવા બની શોધીએ-૫૦ વર્ષ પહેલાં પ્રગટ થયેલાં આ ગ્રંથ '**વાર્તા સાહિત્ય એક બૃહદ્ અધ્યયનનો**' વ્રજભાષાનો સંક્ષેપ અનુવાદ......લેખમાળા પૂર્ણ.....



# પુષ્ટિશિખર

### ગો.વા.મગનલાલ ગ. શાસ્ત્રી વિરચિત

...ગતાંકથી આગળ

એ શ્લોકમાં કહેલા પ્રકારે 'મારાં પ્રગટ દર્શન આ આર્દ્રાદ્ર સુકુમાર ભગવદીયને થાઓ' એમ પ્રભુની ઇચ્છાથી સાક્ષાત્ કોટિમન્મથસ્વરૂપ-કરોડો કામદેવના સ્વરૂપ સમાન-પ્રભુ પોતે પ્રગટ થાય છે. પ્રભુનું સ્વરૂપ પ્રગટ થયા પછી આંખ વડે અને મન વડે શ્રીમુખની સુધાનું પાન કરતાં કરતાં જ મોહ વડે એવો કોઇ પ્રચુરભાવ ઉત્પન્ન થઇ જાય છે કે સર્વ ઇન્દ્રિય વડે તે સ્વરૂપ સાથે સંભાષણ, આશ્લેષ વગેરે રસભોગ કરવાની ઇચ્છા થાય છે.

દર્શન થયા પછી કોઇક વેળા વેણુના શબ્દથી પણ પ્રભુ સાથે સંભાષણ વગેરે રસના ઉપભોગ કરવાની ઇચ્છા પ્રગટ થાય છે, ત્યારે ભગવાનના આનંદને પ્રાપ્ત કરેલા મનના સંબંધથી તે મનોરથ પરિપૂર્ણ થઇ જશે એમ વિચાર કરી વાણી, મન સાથે સમાગમ કરે છે. અને વાણીનો આ પ્રકાર સમાગમ થતાં વાણી ભગવાનના રસને પ્રાપ્ત કરે છે. સંભાષણ વગેરેની ઇચ્છઅ પૂર્ણ થઇ જાય છે. એ જ પ્રમાણે બધી ઇન્દ્રિયો મનની સાથે જોડાઇ જઇ ભગવદ્રસ મેળવે છે. **सर्वेन्द्रियविशिष्ट** મન પ્રાણનો સમાગમ કરે છે.

**स यथा शकुनिः सूत्रेण प्रवद्धः दिशं दिशं पतित्वा अन्यत्र आयतनमलब्ध्वा बन्धनमेव उपश्रयते एवमेव खलु सौम्य तत् मनः दिशं दिशं पतित्वा अन्यत्र आयतनमलब्ध्वा प्राणमेव उपश्रयते**..(છાંદોગ્યોપ્નિષદ્ ૬.૮.૨) જેમ દોરીથી બંધાયેલું પક્ષી દરેક દિશામાં ઊડતાં ઊડતાં કોઇ પણ સ્થળે રહેઠાણ ન મળતાં બંધનનો આશ્રય કરે છે, તેમ જ મન દરેક દિશામાં ઊડીને આશ્રયસ્થાન પ્રાપ્ત ન થતાં, પ્રાણનો આધાર લે છે. **सर्वेन्द्रियविशिष्ट** પ્રાણ સાક્ષાત્ પ્રગટ અધ્યક્ષ રસાત્મક પ્રભુની પાસે જાય છે. **सः अध्यक्षे तदुपगमादिभ्यः** એ તત્ત્વસૂત્રનું આ જ તાત્પર્ય છે.





આ પ્રમાણે આનંદ મેળવી રસિક ભક્ત **ता वां वास्तून्युष्मसि गमध्यै यत्र गावो भूरिशृङ्गा अयासः। अत्राह तदुरुगायस्य विष्णोः परमं पदमवभाति भूति।।** (ऋगवेद २.२.२४) ભગવાન અને તેમના અંતરંગ ભક્તોની તે વસ્તુઓ-હૃદયમાં અને બહાર રસાત્મક ભગવાનનું પ્રાગટ્ય તેમનાં દર્શન ન થવાથી થતો વિરહભાવ, તેનાથી ઉત્પન્ન થતો તાપ, તેથી ઉત્પન્ન થતી મરણની સ્થિતિ, તેનું નિવર્તન કરનાર તાપની તીવ્રતા, તેથી ભગવાનનું પ્રાગટ્ય, પછીથી પૂર્ણ સ્વરૂપાનંદનું દાન વગેરે-પ્રાપ્ત કરવાને માટે અમે ઈચ્છા રાખીએ છીએ.

શ્રીગોકુલમાં બહુશૃંગવાળા કલ્યાણકારક રુરુ વગેરે હરણો વસે છે. શ્રીગોપીજનો જેમનું સતત ગાન કર્યા કરે છે એવા ભગવાન્ પોતાના ભક્તોના મનોરથો પૂર્ણ કરે છે તે પ્રભુનું પરમ-પ્રકૃતિ કાલ વગેરેથી અતીત અને વૈકુણ્ઠથી પણ શ્રેષ્ઠ-સ્થાન અહીં પૃથ્વીમાં શ્રીયમુનાજીનો તટ, નિકુંજ, ગોવર્ધન વગેરે રૂપે પ્રકાશે છે, તથાપિ તેનાં દર્શન થતાં નથી તે ખરેખર ખેદની વાત છે. આ બધી વસ્તુઓ મેળવવાની અમારી ઈચ્છા છે. જ્યાં લીલાના સંબંધથી વસ્તુઓની ફળ તરીકે અનેક પ્રકારે પ્રાર્થના કરવામાં આવે છે, ત્યાં તો પછીએ લીલાના કરનાર પ્રભુ પરમ ફલરૂપ છે એમાં આશ્ચર્ય શું-એમ આ મંત્રનું તાત્પર્ય છે.

ઉપરની શ્રુતિ, અને **तानि परे तथा हि आह** એ તત્ત્વસૂત્રમાં વર્ણવેલા આધિદૈવિક શ્રીયમુનાજીનો તટ, ઉપવન, નિકુંજ, ગહ્વર પ્રદેશ, પર્વતમાં અલૌકિક રસશાસ્ત્રે નિરુપેલાં ગીત, સંગીત વગેરે સાથે, સામાન્ય, વિશેષ, અંતર, બાહ્ય એમ વિવિધ પ્રકારે દ્વાદશાંગ રમણ કરે છે, અષ્ટવિધ આનંદપાન કરે છે. **आत्मरतिः आत्मक्रीडः आत्ममिथुन** વગેરે રસભર અને શ્રુતિએ પ્રગટ કરેલા પ્રકાર વડે પોતાનો આત્મા રસાત્મક પુરુષોત્તમ સાથે રતિ કરે છે, ક્રીડા કરે છે, મિથુન કરે છે.

**भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्व संशयाः** (मुंडकोपनिषद् २.२.८) હૃદયની ગાંઠો છૂટી જાય છે, બધા સંશયોનો નાશ થઈ જાય છે. **सोऽश्नुते सर्वान् कामान् सह ब्रह्मणा विपश्चिता** વિવિધરસના ભોગમાં ચતુર એવા રસિક પુરુષોત્તમ સાથે આ રાસમંડળના આભૂષણરૂપ ભગવાનનો ભક્ત સર્વ કામનો ઉપભોગ કરે છે. આ અલૌકિક શૃંગારરસમાં ભક્તનો તીવ્ર કામભોગ મુખ્ય છે, પ્રભુએ કરેલો ભોગ ગૌણ છે, તેથી **सः** પ્રથમા વિભક્તિમાં છે, અને **ब्रह्मणा** ત્રીજી વિભક્તિમાં છે.

**वशे कुर्वन्ति मां भक्त्या सत्स्त्रियः सत्पतिं यथा, अहं भक्तपराधीनः हि अस्वतन्त्र इव द्विज** વગેરે વાક્યોમાં વર્ણવેલી ભગવાનની પરાધીનતાનું પણ રહસ્ય હવે બરાબર સમજાશે. **सदा पश्यन्ति सूरयः दिवीव चक्षुरातम्** (ઋગવેદ ૧.૨૨.૨૦) જેમ આકાશમાં બધે પ્રસરેલું જુએ છે તેમ વિદ્વાનો વિષ્ણુનું તે પરમપદ હંમેશા જુએ છે. **विष्णोर्यत् परमं पदम्** (ઋગવેદ ૧.૨૨.૨૧) વિષ્ણુનું જે પરમપદ છે તે સ્તુતિ કરનારા અને જાગૃત રહેનારા મેધાવી પુરુષો બરોબર દીપાવી રહ્યાં છે. **ध्रुवसः अस्य कीरयः** (ઋગવેદ ૭.૧૦૦.૪) વિષ્ણુના સ્તુતિ કરનાર માણસો નિશ્ચલ-ઐહિક અને પારલૌકિક લાભ મેળવી સ્થિર-થાય છે.

**जज्ञानः एव व्यवाधत स्पृधः** (ઋગવેદ ૧૦.૧૧૩.૪) જન્મ થયો કે તરત જ તેમણે-ઈન્દ્રે-શત્રુઓનો નાશ કર્યો, તે વીરે પુરુષાર્થ અને યુદ્ધનું ચિન્તન ફરવા માંડ્યું, તેમણે પર્વજ્ઞને તોડી નાખ્યો, અનેક સાથે વહેતી નદીઓને તેમણે





આગળ દોડાવી, અને પોતાના કળા-કૌશલ્યથી મહાન આકાશનું સ્થાપન કર્યું. **अवजानन्ति मां मूढाः मानुषीं तनुमाश्रितम्। परं भावमजानन्तः, जन्म कर्म च मे दिव्यं एवं यो वेत्ति तत्त्वतः** વગેરે પ્રભુનાં વાક્યો **अविभागः वचनात्** (બ્રહ્મસૂત્ર ૪.૨.૧૬) જે ભક્તોનો લીલામાં પ્રવેશ થયો છે, તેમનો લીલાના સ્થાનથી વિયોગ થતો નથી, કારણકે તૈત્તરીય શ્રુતિમાં કહેવામાં આવ્યું છે કે ભગવાનના સ્વરૂપને જાણનારા ભક્તો ભગવાનનાં સદા સર્વદા દર્શન કર્યા કરે છે. તાત્પર્ય એ કે લીલા નિત્ય છે, લીલામધ્યપાતી ભક્તો અને લીલા સંબંધી પદાર્થો નિત્ય છે.

**ततद्भूतस्य तु न अतद्भावः** (બ્રહ્મસૂત્ર ૩.૪.૩૯) કેવળ કર્મનું નિરૂપણ કરનાર જૈમિનિ આચાર્યમાં પણ જો પુષ્ટિમાર્ગીય ભગવદ્ભાવ પ્રગટ થાય તો તેમનામાં હંમેશાં જ દર્શન કર્યા કરે છે એવો શ્રુતિમાં નિયમ આપેલો છે જે ભગવદ્ભાવ પ્રગટ થાય છે તે સાધનરૂપ નથી પરંતુ મુક્તિનું પણ ફળ છે, અને ભગવદ્ભાવથી શ્રેષ્ઠ એવો બીજો કોઇ પદાર્થ જગતમાં નથી. **अनावृत्तिः शब्दात् अनावृत्तिः शब्दात्** વગેરે તત્ત્વસૂત્રોનું તાત્પર્ય અંદર અને બહાર રસથી ભરપૂર એવા સ્વરૂપની પવિત્ર નિત્ય લીલામાં જ છે. **लोकवत् तु लीलाकैवल्यम्** એ તત્ત્વસૂત્રનું રહસ્ય પણ હવે સ્પષ્ટ સમજાશે. **पूर्णमदः पूर्णमिदं पूर्णात् पूर्णमुदच्यते। पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते।।** એ શ્રુતિનું રહસ્ય હવે સ્પષ્ટ થઇ જશે. પહેલાં વર્ણવેલાં બ્રહ્મસર્વધર્મત્વ, વિરુદ્ધસર્વધર્માશ્રય, બ્રહ્મસર્વકર્તૃત્વ વગેરેનું રહસ્ય પણ હવે પ્રમેયદષ્ટિથી સમજી લ્યો. એક જ અવિકૃત નિર્ગુણ નિત્ય ધર્મી સ્વરૂપ, સ્થાયીરસ, શુદ્ધ શૃંગારરસ, અનેકાનેક ભાવ, વિભાવ, અનુભાવસ્વરૂપે પરિણમે છે; એક જ શૃંગારરસનો આશ્રય કરી તદાત્મક વિવિધ ભાવ, વિભાવ, અનુભાવ સર્વ રહેલા છે. સંયોગ અને વિયોગ બન્ને પરસ્પર વિરુદ્ધ છે તો પણ બન્ને શૃંગારાત્મક જ છે. શૃંગારરસ જ ઉભય વિરુદ્ધ ધર્મનો આશ્રય છે એ મધુર સિદ્ધાંત પણ વિચારો.

**क्षणे क्षणे यन्नवतामुपैति तदेव रूपं रमणीयतायाः** (શિ.વ. ૪.૧૭) જે ક્ષણે ક્ષણે નવીન થાય છે તે જ રમણીયતા કહેવાય છે. એ સિદ્ધાન્ત પણ હવે હૃદયમાં ધારણ કરી લ્યો. **तमेव एकं जानीय आत्मानमन्या वाचो विमुञ्चथ अमृतस्य एष सेतुः।।** (મુંડકોપનિષદ્ ૨.૫.૫) તેને જ તું એક આત્મા તરીકે જાણ. બીજી વાતોનો તું ત્યાગ કર. તે આત્મા મોક્ષને રસ્તે લઇ જનારો સેતુ-પૂલ છે. અને **तमेव धीरो विज्ञाय प्रज्ञां कुर्वीत ब्राह्मणः। न अनुव्यायात् बहून् शब्दान् वाचो विग्लापनं हि तत्।।** (બૃહદારણ્યોપનિષદ્ ૪.૪.૨૧) બુદ્ધિમાન બ્રાહ્મણ તે જ પરમાત્માનું બરોબર જ્ઞાન મેળવીને પ્રજ્ઞા સંપાદન કરે છે. તેણે ઘણા શબ્દોનું અનુચિન્તન ન કરવું કારણ કે તેમ કરવાથી વાણીને ઘણો શ્રમ પડે છે. વગેરે શ્રુતિનું તાત્પર્ય ગ્રહણ કરી લો. **रसो वै सः रसं हि एव अयं लब्ध्वा आनन्दी भवति, आनन्दमयः अभ्यासात्** એ વાક્યોમાં પ્રતિપાદિત કરેલા શ્રીમદ્ભાગવતરસિકાનન્દનું વારંવાર સદા સર્વદા પાન કરો....

**यस्य देवे पराभक्तिर्यथा देवे तथा गुरौ ।**

**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मन ।।**

.....અત્રે આ લેખમાળા પૂર્ણ થાય છે.....





## સત્સંગ સુધા

### સર્વ વસ્તુઓ પ્રભુનો હુકમ માને છે, માત્ર માણસો જ માનતાં નથી !

પ્રભુ કહે છે કે, 'મેં નદીઓને કહ્યું કે, તમે વહ્યાં કરો; સમુદ્રને કહ્યું કે તમારામાં ભરતીઓટ થયા કરો ને મર્યાદામાં રહો; સૂર્યને કહ્યું કે તમે પ્રકાશ આપ્યાં કરો; વૃક્ષોને કહ્યું કે તમે છાયા આપ્યાં કરો; ફૂલનેં કહ્યું કે તમે સુંદરતાને પ્રસરાવતાં કરો ને ખૂબ સુગંધી કરો; તારાઓને કહ્યું કે તમે આકાશમાં ફર્યા કરો; વરસાદને કહ્યું કે તમે મારા હુકમ પ્રમાણે ફર્યા કરો; પહાડોને કહ્યું કે તમે સ્થિર રહો; પવનને કહ્યું કે તું પ્રસરતો રહે અને અગ્નિને કહ્યું કે તુ ગરમી આપતો રહે.

તે સર્વ એ પ્રમાણે કરે છે. દુનિયાની દરેક વસ્તુ-પદાર્થો મારો હુકમ માને છે, પણ માણસને મેં કહ્યું કે, તુ મારી તરફ જો; અને તેણે કહ્યું કે, હું તારો હુકમ નહિ માનું ! જેમ એક માતેલો નવો ખૂંટિયો (બળદ) પોતાની કાંધ ઉપર ધૂંસરી મૂકવા દેવા ઇચ્છતો નથી ને વારંવાર બળ કરીને ધૂંસરી નીચેથી નીકળી જાય છે, તેમ માણસ પણ પ્રભુની આજ્ઞા પાળવામાં એમ કરે છે; પણ પેલા ખૂંટિયાની પેઠે તેને ખબર નથી કે, વારંવાર લુચ્ચાઇ કરી ધૂંસરી નહિ ઉપાડશે તો તેનો જ નાશ થશે ને ધૂંસરી ઉપાડશે તો તેનું સારી રીતે રક્ષણ થશે, ને તેને રાતબ ખાવા મળશે; કારણકે ઈશ્વરી આજ્ઞા પાળવામાં દુઃખ નથી, પણ આનંદ છે, એ કદી પણ ભૂલવું જોઇએ નહિં.

માણસો પોતે પોતાને દુનિયાની સર્વ વસ્તુ કરતાં બહુ ઉત્તમ સમજે છે, પણ એમ સમજતાં નથી કે, એ ઉત્તમતા ઈશ્વરી માર્ગમાં રહીને-ઈશ્વરને જાણીએ તો જ છે, નહિ તો દુનિયાની બીજી સર્વ વસ્તુઓ કરતાં આપણે ઉતરતાં છીએ; કારણકે દરેક ચીજો ઈશ્વરનો હુકમ પાળે છે ને ઈશ્વરનો મહિમા બતાવતી રહેલી છે; પણ આપણે ઈશ્વરની આજ્ઞાઓનો આપણા નજીવા સ્વાર્થને ખાતર ભંગ કરીએ છીએ અને ઈશ્વર કૃપા કરીને આપેલી અમૂલ્ય જિંદગી, કિંમતી તકો, તથા જ્ઞાનશક્તિને ગેરઉપયોગ કરીએ છીએ, એ આપણું સૌ કરતાં ઊતરતાપણું છે. માટે એવું ઊતરતાપણું ન થવા સારૂ પ્રાર્થના કરો કે, 'હે પ્રભો, અમોને તારી ભક્તિ કરવાનું અને તારી ઇચ્છાને તાબે થવાનું બળ આપ'.

## આશ્રયકો પદ

### શ્રીપુરુષોત્તમજી કૃત આશ્રયકૌ પદ

શ્રીવલ્લભ લાડીલે હો, તિહારે ચરનકમલ ચિત્ત લાઉં;

નિશદિન ધ્યાન ધરૂં મુખ વલ્લભ, વલ્લભ રસના રટે સચુપાઉં. ૧

વલ્લભ, વલ્લભ, વલ્લભ જીયા મેરે, વલ્લભ છાંડી અન્ય ન લાઉં;

**પુરુષોત્તમ**પ્રભુ શ્રીવલ્લભ વલ્લભ વલ્લભ વચનામૃત ગુણગાઉં. ૨

**શ્રીગોકુલનાથકી જય**

|| ShriGokulesho Jayati ||

# ShriVallabhacharya

(Expression by Prof. Jethalal G Shah)

...continued

## The Second Pilgrimage :-

From Kurukshetra Aacharyashri proceeded to Haradwara (Haridwar), Lakshamana-Jhoola, Kedarnath and finally Badrinath, well-known for its Hermitage of Badarayana Vyas who was the auther of the Brahmana Sutras and the Bhagavata. He stayed for three days at this place spending His time in writing the interpretations of certain parts of Brahma-Sutras. He visited Kanoja next, where a copper-plate was shown him by one Damodardas Sambhalwala who requested Him to interprete its meaning.

Aacharyashri said that the plate continued symbolic representations of Avaidya (Ignorance). The picture of a woman as Putana was symbolic of Ignorance. Among the other figures namely, that of an ass (Dhenuka) implies surerim position of the soul on body, that a horse (keshi) implies superimposition of the senses, that a demon (paralamba) implies superimposition of mind, that of fire implies superimposition of the vital breath. The figure of a boy with a flute in his hands and standing under a Krishna Tree surrounded by His campanions and cows is, ofcourse, Lord The maker of the plate-He said intended it to illustrate the Lilas of Lord Krishna.

As described in the Bhagavata. At Naimisharanya Aacharyashri gave a talk to a large audience, on the importance of Devotion. He said, “Knowledge without devotion is useless. Knowledge has for its goal, liberation, which is not the goal of the devotee. He seeks the Grace of God which is possible only through sublime self-less love. On the authority of the Gita, Chapter VI one can say positively that devotion is a better means to God-Realisation than knowledge. Love for God dependends, ofcourse on the knowledge of the greatness of God which prerequisite is necessary as a preliminary of devotion-stage.

When that love reaches a stage higher than Aatma-Nivedan (Self-Dedication) the devotee has no further concern with the knowledge. Devotion is the substance and knowledge, the shadow. Arjuna attained devotion only through knowledge but the cowherdesses of Gokula who were on a higher plane of Devotion had no needs for knowledge. Devotion may be compared to the soul and knowledge to the body. Knowledge and work have their importance in the initial stages of a devotee’s carreer as a means to devotion”.

Aacharyashri then proceeded to Ayodhya and then to Prayaga and Mount Vindya. He turned eastwards visiting Sivaganga, Manikarnika, Harihar-Kshetra, Gaya, Gangasagar, Vaitrani and JagannathPuri. Here He was involved in a controversy at the King’s court in which four questions were put to Him namely, 1. Who is the Highest deity?, 2. Which is the chief scripture of Sanatana Religion?, 3. Which is the most holy Mantra? and 4. Which work is most important ? He (ShriMahaprabhuji) answered all these questions in one verse which says, “The Gita is the Chief Scripture, Lord Krishna is the Chief God, Lord Krishna is my Refuge’ is the effective Mantra and Service to Lord Krishna is the Chief Religious discipline”.

Aacharyashri quoted authorities from the scriptures to bear out His answer. It is believed that the image of Lord Jagannatha in whose presence these questions were written on a piece of paper, testified to their correctness by a miraculous appearance of a divine writing. This incident raised him very high in the esteem of the king who





declared Him as the worthiest of the Aacharyas of Sanatana Religion. He (the king) became His (ShriMahaprabhuji) disciple. There Narhari Joshi and Jagannatha Joshi of Kheralu in Gujarat, came to have His darshana and received His blessings.

Aacharyashri, also, admonished on Ramdas for his immoral ways and exhorted him to follow the path of devotion. Aacharyashri next visited Mount Mahendra and crossing the river Godavari, returned to His village, Agrahara.

Here ends the second phase of His pilgrimage. According to some biographers this is as the third phase. Unfortunately there is no unanimity of views regarding the chronological order of His pilgrimages.

Aacharyashri now settled down in Varanasi (Banaras) and accepted Mahalakshmi, the daughter of a Brahmin named DevamBhatta, in marriage, after duly consulting His mother. The marriage was celebrated on an auspicious day in the presence of a large gathering of relatives and followers. After the wedding, Aacharyashri resumed His journey starting from the Vraja Land. He visited various places associated with the incidents in Lord Krishna's early life and went to Mathura and finally returned to Varanasi.

One day, as He was explaining religious truths to His followers on the banks of the Ganges, a certain man approached Him and with a polite bow asked whether suicide is justifiable. The man had seen one Rana Vyasa of Gujarat entering the waters of the Ganges in an attempt at suicide. At Aacharyashri's bidding Rana was sent for. The latter explained His circumstances, Aacharyashri then replied thus, "Suicide is the greatest sin against God. It cannot be justified under any circumstances. It is also a violence against human nature for love of life exists in every man.

Man fights against death even on his death-bed. He tries to prolong life and prostpone death by medicines against disease, etc. There is no justification for suicide. It is self-inflicted, One's body is the temple of God, and one is supposed to be its protector. Life is a gift of God for service to humanity and to the Creator. Thus religiously and morally suicide is the greatest sin to God and the society".

"Generally despair drives a man to take recourse to suicide, Loss of money in business of commission of some shameful act, and family worries, prolonged incurable disease or inability to maintain oneself and one's dependents etc. are some of the causes which make men dastard in life and provide motives for suicide. Still in moments of such utter despair, he must think of God, pray Him and have faith in Him. God will surely, listen to his prayers and help him to tide over the crisis in his life. suicide only makes matters worse".

Continuing speaking to Rana Vyasa, he said "I appreciate your case. Your reason for attempting suicide is because of your failure in a religious dispute with scholars who were your opponents. You were proud of your scholarship. But what is the worth scholarship for wrangling and arguing and indulgence, not for spiritual deification and 'God-Realisation'. You know the proverb: 'Pride goeth before a fall'.

"Abandon the idea of suicide and be devoted to God instead. Your learning of the scriptures should lead you to God-realisation. Forget the past and turn over a new leaf in your life. Your life is not yours but it is held in trust for God". Rana Vyasa was so deeply impressed by these words that he shed tears of repentance and begged Aacharyashri's pardon for his sinful act. Thus, a soul was saved from destruction and brought back on the road of service to God. Here 2nd pilgrimage of ShriMahaprabhuji ends.....

...........to be continued

|| ShriGokulesho Jayati ||

# Yamunastakam

**Question :**

*Please help to know the meaning of the Yamunastak stotra's texts in english*?

**Answer :**

## Yamunastakam

***Introduction*** :- In V.S. 1548 at the age of 13 years, ShriMahaprabhuji arrived in Mathura during his first Bharat tour; he resided at Vishram Ghat on the bank of Yamuna river. At this time he form ShriYamunastakam, which describes ShriYamunaji's divine description in "Pruthvi Chhand". In Yamunastakam's first eight shlokas, ShriMahaprabhuji describes ShriYamunaji's eight fold powers, its divine & wonderful icon and her divine qualities. ShriYamunaji is the daughter of divine Sun. Her purpose for coming to earth from heaven through Kalind Mountain is to bless her devotees. Her physical state as a river is also very attractive and charming.

She is so kind that she even blesses evil people! ShriYamunaji blesses her devotees with eight fold powers. Even if an evil person, drinks water from the river Yamuna to quench their thirst, She blesses that person. So, if we humbly pray to her with knowledge and understanding, we should not be surprised if she blessed us also. One of the examples from ShriMahaprabhuju's 84 Vaishnavas, is of Kishoribai. Kishoribai was chanting only two lines from **Yamunastakam** with full faith. Shri Yamunaji blessed Kishoribai with all divine fruits.

***Namami Yamuna Maham, Sakal Siddhi Hetum Muda,***

***Murari Padpankaj Sfuradamand, Renootkatam,***

***Tatastha Nav Kanana, Prakat Mod Pushpambunaa,***

***Suraa Sursu Poojitaha, Smara Pituh Shri yambibhrateem.1***

ShriYamunaji is capable of giving all kind of achievements. This first shloka describes the physical state of the river. Its both banks are full of glittering sand, which is believed to be as soft as lotus feet of ShriMurari Prabhu (ShriKrishna.) Also, there are various kinds of gardens of the both banks of the river. The river water is full of scent due to flowers of the garden on her banks. ShriYamunaji is also worshipped by two kinds of vraj devotees. I bow to ShriYamunaji described above, full love and devotion. She is capable of giving fulfillment of all the desires of the devotee in enjoying God's love.1

***Kalind Girimastake, Pata Damand Poorojjwalaa,***

***Vilas Gamanollasat, Prakatgand Shailonnata,***

***Sagoshagantidantura, Samadhiroodh Dolottama,***

***Mukund Rati Vardhinee, Jayati Padma Bandhoho Suta.2***

In this shloka, ShriMahaprabhuji describes that how ShriYamunaji can bless her devotees to increase their love towards ShriMukund Prabhu (ShriKrishna). Also, ShriMahaprabhuji describes the physical existence of ShriYamunaji as river. It flows enthusiastically from the top of Kalind Mountain. The swirling waters appear to be as white as milk because of the force and flow of the river upstream. It seems like ShriYamunaji is very eager to go in Vraj and meet ShriKrishna. It also gives impression as ShriYamunaji is swinging in best kind of jhula-swing. Victories to this most divine daughter of the Sun!! 2

***Bhuvam Bhuvana Pawaneem, Adhigatamane Kashwanaihi,***

***Priyabhiriva Sevateam, Shuka Mayur Hansadibhihi,***

*Tarang Bhuj Kankana, Prakat muktikavaluka,*

*Nitambtat Sundareem, Namat Krushna Turya Priyam.3*

When ShriYamunaji came to earth from the heavens, She blessed the whole globe by Her presence. All living beings, including birds such as parrots, peacocks and swans, serve ShriYamunaji. ShriMahaprabhuji visualize the glittering sand as her bangles of pearl and the waves upon the waters as beautiful divine hands of ShriYamunaji, moving to and fro in a continuous manner. The meandering waters form beautiful banks on either side of the river, which look like the voluptuous curves of a beautiful maiden. She is favorite fourth queen of ShriKrishna. And ShriMahaprabhuji asks us to bow to her. 3

*Anant Gunabhusite, Shiva Viranchi Devastute,*

*Ghanaghan Nibhe, Sada Dhruva Paraashara Abhistade,*

*Vishuddha Mathura Tate, Sakal Gopgopi Vrute,*

*Krupa Jaladhi Sanshrite, Mama Manha Sukham Bhavayah. 4*

In this shloka, ShriMahaprabhuji describes the prayer to ShriYamuna Maharani. Oh! ShriYamunaji, you have infinite divine qualities. Even, Gods like Shiv and Brahama praise you. You have granted all the wishes of such great devotees as Dhruv and Parasher. Such holy cities as Mathura are on your banks. You are always with gopi's and gopijans and you are always protected by blessings of ShriKrishna. Oh! ShriYamunaji, I wish that you give me such a blessing that it gives peace and happiness to my mind. Chanting this shloka with pure and honest heart gives tremendous mental peace and eternal happiness. 4

*Yaya Charan Padmajaa, Muraripoho Priyam Bhavuka,*

*Samaagamanto Bhavet, Sakal Siddhida Sevatam,*

*Taya Sadrushtamiyat, Kamalja Spatnee Vayat,*

*Hari Priya Kalindaya, Mansi Mesada Stheeyatam. 5*

ShriGangaji evolved from the lotus feet of ShriBhagavan (ShriKrishna). ShriGangaji became holy and pious due to merging with ShriYamunaji at Triveni Sangam at Prayag (present at Allahabad), India. ShriYamunaji made ShriGangaji capable of giving all boons to her devotees. Amongst great goddesses, only ShriLaxmiji is equal and comparable to ShriYamunaji in honor and power. I only wish that ShriYamunaji, who can remove all worries of her devotees, and who is also the most favorite of Lord ShriKrishna, came to stay in my heart and soul forever. 5

*Namostu Yamune Sada, Tav Charitra Matyadbhutam,*

*Na Jaatu Yam Yatna, Bhavati Te Payaha Panatha,*

*Yamopi Bhaginee Sutan, Kathamuhanti Dushtanpi,*

*Priyobhavati Sevanaat, Tav Hareryutha Gopikaha. 6*

Oh! ShriYamunaji, I bow to you with my full body and heart. Your divine character is very wonderful. Just by drinking your water in Vraj, we do not have to worry about the pangs of death. Your devotees can become favorite of ShriKrishna just like the gopijanas who became His favorite by doing "Katyani Vrat" on your banks (Vrat = religious observance accompanied by fasting). 6

*Mamastu Tav Sannidhau, Tanu Navatvam Etavata,*

*Na Durlabhatama Rati, Muraripau Mukundpriye,*

*Atostu Tav Lalna, Surdhunee Param Sangamaat,*

*Tavaiv Bhuvi Keertita, Na Tu Kadapi Pushti Sthitaihi. 7*

Oh! ShriYamunaji, who is the favorite of ShriMukund Prabhu (ShriKrishna), I pray to you and respectfully request a divine body, fit enough for ShriBhagavad Leela and also able to serve you. Only you are capable of granting such a boon. With such a divine body, I can serve ShriMukund Prabhu very well. Pushti-Margiya vaishnavas (Jivas) had never praised ShriGangaji without your merging with ShriGangaji. 7

***Stutim tava karoti kha, kamalajasepatni priyae,***

***Hareryadanusevaya, bhavati sokhyamamokshatah,***

***Eeyam tava kathadhika, sakalegopikasangamah,***

***Smarashramajalanubhih, sakalegatrajaih sangamah. 8***

Oh! Thous daughter of the sun, Thou art worthy of all praises! Indeed, singing thy praises and living near thee is more desirable than Moksha (nirvana / liberation of the soul). Indeed, your sacredness was enhanced when the gopies of Vraj, along with ShriKrishna, bathed in thy waters after the Rasa. The sweat of their divine sports mixed with thy waters, enhancing your holy powers for all time to come. 8

***Tavashtakamidam muda, pathati surasutae sada,***

***Samastaduritakshayo, bhavati vai Mukundae ratih,***

***Taya sakalesiddhayoo, Murarupushya santushyati,***

***Svabhavavijiyo bhavet, vadati Vallabhah Shrihareh*. 9**

This ashtaka (hymn of eight stanzas) of the daughter of the Sun is recited on a regular basis, ShriYamnunaji will grant such a boon so that the devotee's love for the Lord will increase day by day. What better blessing can we desire than that! The Lord Murari (ShriKrishna) will fulfill all the wishes of such a devotee and more over; one will be able to win over ones own nature. This is said by Swaminiji's dear ShriVallabhacharya. (ShriMahaprabhuji). 9

*<< questionary source : www.pushtimarg.net faq section. >>*

# ** ShriGokulnathki Jai **

વર્ષ ૪ અંક ૧ વૈશાખ (અધિક) સુદ ૧૧, ૨૦૬૬

# ફૂલમંડલીના પદ

## રાગ સારંગ

ફૂલનકી રચિ કુંજ મનોહર, બૈઠે તહાં રસિક પિય પ્યારિ;

ફૂલનકે ઝૂમકા ઝરોખા, ઔર ફૂલનકી સજી અટારી. ૧

ફૂલનકૈ ગેંદવા તકિયા, ફૂલનહીકી છાત સંવારી;

ફૂલ ભઈ બ્રજ ભૂલ પરી હે, ફૂલ રહી ફુલવારી. ૨

રાયવેલ માલતી ચમેલી ચંપક, બકુલ ગુલાબ નિવારી;

ફૂલે ફૂલ વિચિત્ર વિવિધ રંગ, કરન કનેર સુરંગ સંવારી. ૩

ભક્ત સબે ચહુંઓર નિહારત, તન મન ધન સબ ડારત વારી;

**યહ વિધિ સોભા અતિ છબિસોં રાજત, વૃંદાવન કરી બલિ બલિહારિ. ૪**





# શ્રીગોકુલેશ પાઠશાળા

**શ્રીકમલા એકાદશી વ્રત**